સ્વદેશના ગ્રાહકોને ભેટ.

સ્વદેશની ભેટ: પુસ્તક ૩ જું.

(સન: ૧૯૪૯.)

# "કચ્છજે નૂર"

: : લેખક


શ્રીયુત્ વ્રજલાલ ભગવાનજીભાઈ છાયા,

ઉપપ્રમુખ: કચ્છી સાહિત્ય સભા, એમ. એ, બી. એસ. સી.


મૂલ્ય: રૂ. દોઢ.




પ્રકાશક

સ્વદેશ કાર્યાલય.

માંડવી; મુંબઈ.

स्वदेशना ग्राहकोने भेट. स्वदेशनी भेट: पुस्तक ૩ जुं.

( सन: १९२९. )

# "કચ્છજો નૂર"

:: લેખક ::

શ્રીયુત્ વ્રજલાલ ભગવાનલાલ છાયા,

ઉપપ્રમુખ: કચ્છી સાહિત્ય સભા, એમ. એ, બી. એસ. સી.

મૂલ્ય: રૂ. દોઢ.



પ્રકાશક

સ્વદેશ કાર્યાલય.

માંડવી; મુંબઇ.

પ્રકાશક :
"સ્વદેશ"
કાર્યાલય
માંડવી
મુંબઇ.

કચ્છી પ્રજાનું મૂખ પત્ર
"સ્વદેશ"
દર શનિવારે પ્રગટ થાય છે.
વાર્ષિક લવાજમ :
રૂા. ૬. હિન્દ બહાર રૂા. ૮॥.
છૂટક નકલ : બે આના.





( પ્રથમ આવૃત્તિ. )

મુદ્રણનું માનીતું મંદિર
સ્વદેશ પ્રિન્ટિંગ પ્રેસ,
ગાયા બિલ્ડીંગ, મસ્જીદ બંદર રોડ,
માંડવી : મુંબઈ.

મુદ્રક :
"સ્વદેશ"
પ્રિન્ટિંગ
પ્રેસ
માંડવી
મુંબઈ.

# :: લેખકનું નિવેદન ::



આટલી ન્હાનીશી સાતેક વાતોને વળી પ્રસ્તાવના કેવી? પરંતુ શિરસ્તાને આધીન થઈ પ્રાસ્તાવીક બે બોલ લખવાની રજા લઉં છું.

કચ્છ વિષયક અનેક વાતો લખાઇ ગઇ છે, અનેક લખાશે કોઈ ન્હાની તો કોઇ મોટી. "કચ્છ દેશની જુની વાતો" વર્ણવાઇ ગઇ છે. "કચ્છની રસધાર" કયારનીયે ધરાઈ ગઇ છે. "કચ્છનાં રસઝરણાં" હજી ગયે વર્ષેજ ઝરી ગયાં છે. અને ભવિષ્યમાં પણ ઝરતાં રહેશે એમ હાલે જણાય છે. "કચ્છનો કાર્તીકેય" ને "કચ્છનો કેસરી" કચ્છી ઐતિ-

હાસિક સાહિત્યમાં ઉચ્ચ સ્થાન સાચવી રહેલ છે. "કચ્છની લોક કથાઓ" ને "કચ્છ-ની કીર્તિ કથાઓ" ટુંક સમયમાંજ પ્રગટ થવાની વકી રખાય છે. આવા પ્રકારની કચ્છ સેવામાં શ્રી "સ્વદેશ" પત્ર પણ પોતાનો ફાળો દર વર્ષે દીપોત્સવી અંકોદ્વારા આપતું રહેલ છે; પરંતુ "સ્વદેશ" ના તંત્રીશ્રીના મનોરથ મોટા એટલે "ઝારાનું યુદ્ધ" ને "કચ્છનાં રસઝરણાં" "સ્વદેશ" પત્રના ગ્રાહકોને વાર્ષિક ભેટ તરીકે આપવામાં આવેલ છે. પ્રસ્તુત પુસ્તીકા "કચ્છજો નૂર" પણ એ ભેટમાળાનો એક મણકો છે.

તા. ૧૦-૯-૩૯
મુંબઈ.

વ્રજલાલ ભગવાનલાલ છાયા.

# : : આમુખ : :

લખનાર: પંડિત આણંદજી દેવસિંહ શાહ.

શ્રી. વ્રજલાલ ભગવાનલાલ છાયાની કેટલીયે કૃતિઓ અત્યાર પહેલાં 'સ્વદેશ'ના વાંચકો પામી ચુકયા છે. આજે આ સાત નાનકડી વાર્તાઓના સંગ્રહથી તેમાં એકનો વધારો થાય છે.

મને ખાત્રી થઇ ચુકી છે કે કચ્છનાં ઐતિહાસિક તેમજ દંતકથાના સાહિત્ય પ્રકાશનમાં સૌથી વધુ ફાળો શ્રી. છાયાનો છે. એમની ખાસ વિશિષ્ટતા તો એજ છે કે એમણે પોતાની કૃતિઓનાં સૌંદર્યની શોધ પાછળ ઐતિહાસિક સત્યને કચડવા કદિપણ પ્રયત્ન કર્યો નથી. એમની ભાષા તદ્દન સાદી, શૈલી બિલકુલ સરળ રહી છે. સત્યોને બહુ શણગારવા પડતાં નથી.

આ નાની વાર્તાઓ, અત્યાર પહેલાં કદિ પણ પ્રસિદ્ધ થઇ નથી એટલી એમનામાં નવીનતા

છે. મને આશા છે કે "કચ્છજો નૂર"ના પુસ્તક-માંથી વાંચકને કચ્છી પાણીનો આછો પણ નિશ્ચિત ખ્યાલ મળી રહેશે. ઐતિહાસિક ઘટનાઓમાં જરા-પણ અતિશયોક્તિ કે ન્યુનોક્તિ નથી કરવામાં આવી એટલી ખોળાધરી તો શ્રી. છાયાના નામ સાથે જોડાયલીજ છે.

કચ્છના યશસ્વી ભૂતકાળને વર્તમાનના પ્રકાશમાં રજુ કરવા માટે શ્રી. છાયાને ધન્યવાદ ઘટે છે. જે સાહિત્ય એમણે કચ્છી પ્રજાને અર્પ્યું છે અને હુજી એમની પાસે સિલકમાં છે તે કોઇ આછા નિસ્પૃહી લેખકને જરૂર ખ્યાલ થવાનો માર્ગ સુઝાડને. શ્રી. છાયા એ સાહિત્યને આજીવિકાનું સાધન ન બનાવતાં, તેને "જીવનની મોજ" બનાવ્યું છે એ ખરેખર એમના માટે ભારે મગરૂર થવાનો વિષય છે. કચ્છને આટલા સાદા, સરળ અને નિસ્પૃહી તેમજ મુંગા સેવકોની ભારે ખોટ છે. એમનું જીવન; બીજા સેવકોને અનુકરણનો બોધ-પાઠ શિખવે એજ પ્રાર્થના!

## શ્રી. વ્રજલાલ ભગવાનલાલ છાયાની કૃતિઓ.

૧. સતી સોનલ.
૨. કચ્છી કેમ વસ્યા
૩. કચ્છની યાત્રાએ અંગ્રેજ મુસાફર
૪. "કચ્છનો ભવ્ય ભૂતકાળ" નામક લેખમાળામાં અનેક વાતો.
૫. "કચ્છી લેખડો" નામક લેખમાળા.
૬. કચ્છનો હસ્ત લિખિત ઇતિહાસ.
૭. કચ્છી કાનફટ્ટાઓની કથા.
૮. કચ્છી સ્થાપત્ય કલા અને શિલા લેખો.
૯. લખપતી પીર ગોશ મહમ્મદ.
૧૦. કચ્છ કેરાઇ પીર ગુલામ-અલીશા કડીવાલ.
૧૧. કચ્છી લિપિ.
૧૨. જમાદાર.
૧૩. કચ્છની સ્થાપત્ય કલાના થોડાએક અવશેષો.
૧૪. રાજરંગની રૂપ રેખા.
૧૫. સરકારી દરબારી પ્રશ્નોત્તરી.
૧૬. રાવ અને રાવળ.
૧૭. યદુવંશી ભીમ.
૧૮. ધરતી ધ્રુજાઇ.
૧૯. એ તે સતી યાને બા વડાં કે બાંદી.
૨૦. કચ્છી મેઘવાળ.
૨૧. ઉજાડ વાણી.
૨૨. સાહિત્યનો કચ્છી શહીદ.
૨૩. કચ્છી ઇસ્લામી લાયબ્રેરી યાને મિયાં મહમ્મદ પન્નાહનો ગ્રંથ ભંડાર.
૨૪. પુંવર પરાજય.
૨૫. ભીલડીઆ પાર્શ્વનાથ.
૨૬. કપ્તાન મૅકમર્ડો.
૨૭. કર્નલ ટૉડ.
૨૮. રાજ રમત.
૨૯. મહાત્મા ને મહારાઓ.

સિવાય અન્ય અનેક છુટક લેખો, જીવન વૃત્તાંતો, કાફીઓ, "કચ્છી" નામનાં છાપામાં પણ અનેકાનેક લેખો વગેરે વગેરે.

# સમર્પણ.

## કચ્છના યુવાનોની આશા

સેવાભિલાષી

શ્રીમાન્ શેઠ નેણસીભાઈ તેજપાળ

ને!

## સપ્રેમ સમર્પણ.

તા૦ ૧૦ મી, સપટેમ્બર ૧૯૨૯.

મુંબઈ.

પ્રકાશક.

# કચ્છના યુવાનોની આશા.

## શ્રીમાન્ શેઠ નેણસીભાઈ તેજપાળનો જીવન પરિચય.

યુવાનોની સેવા, વિકાશ અને ગૌરવમાં પોતાનુંજ ગૌરવ સમજતા શેઠશ્રી નેણસીભાઇ તેજપાલના જીવનનો પરિચય કરીએ.

સંવત ૧૯૪૦ ની સાલના જેઠ સુદ ૧૫ ના મંગળ પ્રભાતે કચ્છ ભૂજ તાબે આવેલ કલ્યાણપુરમાં શેઠશ્રી તેજપાલ સુરજી સંમૈયાના ધર્મપત્ની અ. સૌ. પુરબાઈએ એક બાળકને જન્મ આપ્યો. અને એ જન્મનાર બાળક શ્રી નેણસીભાઇ તેજપાલના નામથી વિભૂષીત થયું.

શેઠશ્રી તેજપાલભાઇ એક વિશાળ કુંટુંબવાળા ગ્રહસ્થ હતા; શ્રી. સામજીભાઇ, શ્રી. આણંદજીભાઇ, શ્રી. તેજપાલભાઇ, શ્રી. કરમસીભાઇ, શ્રી જીવરાજભાઈ, અને

શ્રી નારાયણભાઇ આમ શ્રી. તેજપાલભાઇના પોતા સહીત છ ભાઇઓ હતા. આ લોહાણા કુંટુંબમાં શેઠ શ્રી. નેણ-સીભાઇનો જન્મ થયો. શ્રી. નેણસીભાઇના પણ શેઠ કાનજીભાઇ, સુંદરજીભાઇ, અને ગોકલદાસભાઇ નામના ત્રણ ભાઇઓ એમની પછી થયાં. શેઠશ્રી ભાગ્યેજ બે વર્ષના થયા હશે ત્યાં તો એમના પિતાને કેટલાએ બ્રાહ્મણો, સાધુઓ અને સંન્યાસીઓ આવી કહી જતા કે તમારો નેણસી કુંટુંબ, જ્ઞાતિ અને દેશમાં ડંકો વગાડશે, જ્ઞાતિનો ઉદ્ધાર કરશે. અને એમ તમારી સાતે પેઢીઓને દિપાવશે. આ ભવિષ્યવાણી સંભળાતી અને ભુલાતી, તેપર ઝાઝું લક્ષ અપાતું નહિં. શ્રી નેણસીભાઇ બાળભાવથી મુકત થયા. એમને અશકિત, નિર્માલ્યતા, અને કંગાલપણા તરફ તીરસ્કાર થતો. ફળીઆના અને ગામના બાળકોને શ્રી નેણસીભાઇ ભેળા કરતા, અને તે વખતે ગાગડાઓમાં થતી કસરતો કરતા. શરીરને તાલીમ આપતા અને અપાવતા. તોફાન અને મસ્તીમાં એમને આનંદ પડતો. એમની અને એમના બાળસૈન્યની ગામમાં ધાક પડતી. તોફાન કે વઢવાડની, લાગવા કે ઇજા થવાની ફરીઆદ ઘેર લઇ જવાનો શ્રી નેણસીભાઇ સખ્ત વિરોધ કરતા. અને કહેતા કે જે

સહન ન કરી શકે તેણે અહિં આવવું નહિં. આમ થોડા વખતમાંજ શ્રી નેણસીભાઇ ગામના એ બાળસૈન્યના નાયક બન્યા. અને એમના ન્યાયાધીશ પણ થયા. ઝાડોપરથી કુદવું, નદી તળાવોમાં તરવું અને એમ એકેએક સાહસ સામે ધસી જવું એ શ્રી નેણસીભાઇ અને એમના સૈન્ય માટે સહજ હતું, રમત હતી એથી થતા નુકસાનો અને જોખમો તરફ ભયની આંગળી કુંટુંબીઓ તરફથી ચીંધવામાં આવતી, પણ તે તરફ શેઠ નેણસીભાઇ બેપરવા રહેતા. ત્યાંની સ્થાનીક નિશાળમાં એ જમાનાને અનુકુળ એવું શીક્ષણ પણ લીધું. આમ શ્રી નેણસીભાઇનાં ચૌદેક વર્ષ ગયા. સંવત ૧૯૫૪ ના અરસામાં શ્રી તેજપાલભાઇ સુરજી સોમૈયા કુંટુંબથી છુટા પડયા. ભાઇઓએ વહેંચણ કરી, અને મુંબઇ કોલાબામાં દાણાની દુકાન કરી રહ્યા. શ્રી નેણસીભાઇ આમાં જોડાયા. થોડા વખતમાંજ ગ્રાહકોપર જમ્બર લાગવગ મેળવી, અને દાણાની દુકાનોમાં પોતાનું વ્યકિતત્વ સ્થાપ્યું. શ્રી નેણસીભાઇના મનોરથ વિકાશ તરફ હતા, અને તે આ લાઇનમાં સાધ્ય થાય તેમ ન લાગ્યું, આથી શ્રી નેણસીભાઇએ જી. આઇ. પી. રેલ્વેના કંટ્રાકટ લેવા શરૂ કર્યા, અને એમ ક્રમશ: તેઓ એક

મુંબઇમાં પ્રખ્યાત અને જાણીતા કંટ્રાકટર બન્યા, લાખોની મુડી ધરાવતા થયા. જી. આઇ. પી. કે બી. બી. એમ કયાંય પણ શ્રી નેણશીભાઇ તેજપાલનું નામ લ્યો, એટલે ત્યાં એમના પ્રભાવનો તમોને પરિચય થશે. પછી તો ખીલવણી કે એવું કોઇ જનવિકાશનું કામ હોય, અનાથોદ્ધાર કે સંકટ નીવારણનો સવાલ હોય, બાળવિધવા કે એવો કોઇ સંસાર સુધારાનો પ્રશ્ન હોય, સમતી વય, કે યુવાનોનો વિચાર હોય તેમાં શેઠશ્રી નેણસીભાઇ તેજપાલનું સ્થાન ઝળકી રહેલું જણાશે. લોહાણા યુવકોએ સંગઠન શરૂ કર્યું, એના ઉત્સાહના ઓજસ્ દેશમાં ચોમેર ફરી વળ્યા અને એની પરિષદમાં પડઘા ગાજી રહ્યા. પણ એના સુકાની કોણ? એ ચિંત્તા સત્કાર સમિતીનું બધુંએ ધ્યાન રોકી બેઠી. સમિતીનું લક્ષ શ્રી નેણસીભાઇ તરફ દોરવાયું યુવક પરિષદના પ્રમુખસ્થાન માટે શેઠ નેણસીભાઇપર સમીતીનું આમંત્રણ આવ્યું. પોતા કરતા ઘણા બુધ્ધીમાન્, વિદ્વાન્, અને શ્રીમાન્ સજ્જનો સમાજમાં છે, એટલે તેમને આમંત્રણ કરો. હું વિના હોદ્દે સમાજની સર્વ કાંઇ બનતી સેવા ખડેપગે કરીશ એ જવાબ શેઠશ્રી નેણસી-ભાઇએ વાળ્યો. સત્કાર સમિતીએ ફરીફરી તેમનેજ આગ્રહ

કર્યો. અને શેઠશ્રી નેણશીભાઇ તેજપાલ લોહાણા યુવક પરિષદના પ્રમુખસ્થાને આવ્યા. રા. બા. કોટક સાહેબ જેવા મુત્સુદ્દી પુરૂષોએ શેઠશ્રીની સુંદર તારીફ કરી અને એમની રાહબરી સંપૂર્ણ યોગ્ય હોવા વર્ણન સ્વીકારી સંવત ૧૯૮૫ ના ચૈત્ર સુદ ૯ નો દિવસ લોહાણા ઇતિહાસમાં નોંધાએલો રહેશે. શ્રી નેણશીભાઇએ લાગવગ, કાર્યદક્ષતા, અને એમની કાર્યપધ્ધતિથી રાજ્ય અને રાજ્યકર્માચારીઓ પર સુંદર અસર પાડી. અન્નદાતાશ્રીએ પોતાના પ્રતિનિધી તરીકે મહારાજ કુમારશ્રી મેઘરાજજી બાવાને યુવક પરિષદમાં પોતાના સંદેશ સાથે પાઠવ્યા. યુવાનોના વિકાશ માટે કોરી ૫૦૦૦) ની નવાજેશ પણ કરી. આપણી પ્રજાકિય પરિષદના મહારથીઓ જે ન કરી શકયા તે શેઠશ્રી નેણસીભાઇ તેજપાલે કરી બતાવ્યું. અને કચ્છી પ્રજા સામે એક સુંદર પદાર્થપાઠ રજુ કર્યો કે શાંતી, સભ્યતા, અને વફાદારી સાથે કચ્છ રાજ્યનો સદાએ સહકાર હતો, છે, અને રહેશે. શેઠશ્રી નેણસીભાઇ તેજપાલની આ એકજ સેવા એમને કચ્છી ઇતિહાસમાં અમર કરવા માટે પુરતી છે. એમની ગુપ્ત સખાવતો અનેક છે. એમના જન્મસ્થાન કલ્યાણપુરની પાંગરાપોળ, ધર્મ-

શાળા અને તળાવ વગેરે સ્થાનોમાં એમનું નામ ગવાતું સંભળાય છે. આજે લોહાણા યુવાનો પછી સારાએ કચ્છના યુવાનોની શેઠ નેણસીભાઇ તેજપાલ તરફ મીટ છે. આશા છે અને તે આશા સફળ થવાના દેશના અભીલાશ છે. આજે મુંબઇમાં વનિતા વિશ્રામનો દાયરો જુવો, ભાંગવાડી થીએટર કે અન્ય સ્થળે યુવાનોના કોઇપણ જલસાઓ જુવો, તેમાં શેઠશ્રી નેણસીભાઇ તેજપાલને તમે પ્રધાનપદે જોશો. એમના વિચારો અને વિકાશને પ્રગટ કરતું શ્રી લોહાણા યુવક પરિષદમાં થએલ એમનું ભાષણ શાંતચિત્તે વાંચી જવા એકે એક કચ્છીભાઇને ભલામણ છે. અંતમાં શ્રી નેણસીભાઇ તેજપાલથી જ્ઞાતિ, અને દેશનો ઉધ્ધાર થાય એજ મહેચ્છા અને પ્રભુ પ્રાર્થના.



# અનુક્રમણિકા.





——(૦)——




## :: માન કૂવા. ::

ધરપત કચ્છ ધરા મથા, જાડેજો ખેંગાર;
શરણાગતજી ધાં સુણે, તેજી કચ્છ તરાર.

* * *

તેજી કચ્છ તરાર, સિંધ સોરઠ તેં સુડકે;
જાડેજેં જો રાજ, પ્યો મુગલનકે ખુટકે.

* * *

હળવદ મેં ઝાલા ધણી, ગુજરાતેં તુર્કન;
ઝાલેં મથા કાહ કરે, તુર્ક થિઆ દુશ્મન.

* * *

કાસિધ આયો હિકડો, હેકાંધો હિકીઆર;
માનસંગ જો નાં ગિનિ, નિભ્યોસ વટ ખેંગાર.

* * *

જે સમયે આપણી વાતનો આરંભ થાય છે તે સમયે કચ્છની વર્તમાન રાજગાદીના સ્થાપક જાડેજા કુલાવતંસ મહારાઓશ્રી મોટા ખેંગારજીનો રાજ્ય અમલ સમસ્ત કચ્છપર કાયમ થઇ ગયો હતો. સ્વદેશમાં શાંતિ હતી પરંતુ સિંધ, સૌરાષ્ટ્ર તેમજ ગુજરાતમાં ક્રાંતિની ચિણગારીઓ ચમકી રહી હતી કચ્છની સરહદો ઉપર લશ્કરી થાણાઓ સ્થાપી દેશની રક્ષા પૂરતા પ્રબંધો બંધાઇ ગયા હતા. હમીર વંશનો વિજયધ્વજ કચ્છ ધરાપર ફરકી રહ્યો હતો; કાછાનો કારોબાર જોશી કામદારો, મુત્સદ્દી સલાહકારો ને જાડેજી તલ્વારો મારફત રૂડી રીતે ચાલ્યા કરતો હતો.

ત્યારે રાજગાદી ભૂજમાં હતી કપટ માર્ગગામી જામ રાવળનો પરાભવ કર્યાને ચાલીશ ચાલીશ વર્ષનાં વ્હાણાં વાયા બાદ ભુજંગ યાને ભૂજીઆ નામક નાગરાજના પ્રાચીન પ્રદેશમાં અર્વાચીન કચ્છની રાજધાનીના પાયા સોનાની મેખે હીરલે મઢાઇ ગયા હતા. ત્યારે મહારાઓશ્રી મોટા બાવાની ઉત્તરાવસ્થા હોવા છતાં જુવાનીનું જોમ એમને અંગે અંગે સ્ફુરતું હતું. જાડેજો વીર ખેંગાર શિકારને નામે ને બ્હાને સારાયે કચ્છપર અવારનવાર ફરી વળતો હતો. આવી એક શિકારી સહેલને સમયે ખીમા (ડેરા તંબૂ) ના ખીલા ભૂજથી ત્રણેક ગાઉ દૂર ઠોકાઇ ગયા હતા. ડેરા તંબુ ને રાવટીઓ વડે નાનું સરખું સફેદ ગામ વસી રહ્યું હતું. આ અરસામાં એક દિવસે જ્યારે રાઓશ્રી પોતાના વિશાળ તંબુમાં બિરાજમાન થયા હતા ત્યારે એક વિશ્વાસુ હજુરીએ ખબર આપ્યા કે

"બાવા! હિકડો કાસદ આયો અય."

"કેંજો આય?" બાવાશ્રીએ શ્રીમુખે પ્રશ્ન કર્યો.

"ઝાલા માનસંગજીજો."

"ભલે કરી અચે." રાઓશ્રીએ પરવાનગી આપી દીધી. બાજુના એક નાના તંબુમાં કાસદને દાખલ કરવામાં આવ્યો કે તુરતજ એ નવીન આગંતુક પુરૂષનું નખથી શીશ પર્યંત બારીકી પૂર્વક નિરીક્ષણ કરતાં કરતાં રાઓશ્રીએ પણ તેજ તંબુનાં બીજાં દ્વારમાંથી પ્રવેશ કરી પોતાનાં ઉચ્ચ આસનપર સ્થાન લીધું. ઝાલાનો કાસદ કચ્છ ધણીની અદબ પૂર્વક કુરનિશ કરી જરા દૂર જઇ ખડો રહી રાઓશ્રીના ફરમાનની રાહ જોવા લાગ્યો

"માનસંગજી તરફથી ખાસ અગત્યનાં કામે તમારૂં આવવાનું થયું છે એ વાતના ખબર મળી ગયા છે માટે હવે જે સમાચાર લાવ્યા હો તે ખુશીથી જણાવો. ઝાલાજીની તબિયત તો સારી છે ને?" રાઓશ્રીએ વિનય કર્યો. "ઘણી ખમા બાવાને! આપ નામદારનાં આશીર્વાદથી અમારાં અન્નદાતાને અંગે ક્ષેમ કુશળતા છે બાકી.........બાકી તો આ ખત કહે તે ખરૂં" સંદેશ વાહકે રાઓશ્રીનાં આસન સન્મુખ પત્ર મૂકતાં શોકગ્રસ્ત સ્વરે ઉત્તર આપ્યો.

* * *

અત્રે આપણે કચ્છના મોટા બાવાને ઝાલા માનસંગજીના પત્ર સાથે છોડી ઝાલા રાજવીઓની તે સમયની સ્થિતિ વિષેનો કંઇક ઉહાપોહ કરી લઇએ.

તે સમયે હાલનું ધ્રાંગધ્રું ન્હોતું, પણ હળવદ હતું, એટલે એ હળવદનાં સ્થાપન કાળથી ઝાલાઓની ઓળખાણ કરીએ. ઝાલો રાજોધરજી કૂવાવાળો, મુસલમાની સત્તા પાસે શિર ઝુકાવે એવો ન્હોતો, એટલે એના ઉપર ચઢયુ બાદશાહી કટક. ઝાલાઓએ પોતાની શમશેરનું પાણી શાહી સેનાને ખુબ પાયું છતાંપણ ગુજરાતની બાદશાહી સામે એ કુવા વાવડીના ધણીનાં શા આશરા! આખરે રાજોધરજીએ કૂવા ગામને છેલ્લું નમન કરી વનવાસ લીધો પણ શત્રુને ન નમ્યો તે નજ નમ્યો. એક વેળા આ શૂરવીર ઝાલો પોતાના વનવાસ દર્મિયાન શિકારની શોધમાં ભમી રહ્યા છે ત્યારે તેણે સસલાં પાછળ ઘોડાને મારી મેલ્યો, અરે! પણ આ શું? પેલું બીકણ ગણાતું પ્રાણી શિકારીના અશ્વને કેમ જાણે પડકાર કરતું હોયની એમ ઉલટું સામ્હે ચઢયું. આવું વિચિત્ર દ્રશ્ય ભળી અસ્વારે અશ્વની લગામ ખેંચી લીધી; સસલાને અભય દાન આપી દીધું, ને "વાહ ભૂમિ! રંગભૂમિ! જય ભૂમિ!" એવા ઉદ્દગાર એના મુખમાંથી તતક્ષણે નીકળી ગયા. ભૂમિ પ્રતાપના ભેદૂ રાજાએ એજ સ્થળે નવીન રાજધાની સ્થાપવાનો મનોગત નિશ્ચય ત્યાંનો ત્યાંજ કરી લીધો અને પોતાના રહ્યા સહ્યા સરદારોની સંમતિ પૂર્વક સંવત ૧૫૪૪ નાં વર્ષે મહા વદ ૧૩ ની તિથિએ તેજ પ્રતાપી ભૂમિપર જે નવું ગામ વાસ્યું તે હાલનું હળવદ.*

---

* કચ્છની રાજધાની ભૂજ નગરની સ્થાપના માટે પણ લગભગ આવીજ વાત ચાલે છે. રાઓશ્રી પહેલા ખેંગારજી ભૂજીઆની

હળવદની ગાદીના સ્થાપક રાજોધરજીને ત્રણ કુંવર ને એક કુંવરી હતા. તેમાં ઝડરવાળાં બાઇને પેટે થયા, તે અજોજી, સજોજી ને રાયબા; તથા મૂળીવાળાં પરમાર બાઇને પેટે થયા તે રાણોજી હવે હળવદ ધણી છેલ્લી પથારી પર પડયા ત્યારે મૂળીવાળાં બાઇના બાપ લખધીરજી પરમારની દાઢ ડળકી ને પેટમાં થયાં ગલગલીયાં, એટલે ડોસાના ટાંટીઆમાં આવ્યું જોર તેથી જમાઇરાજની તબિયતના ખરખબર પૂછવાને મિસે સસરાજીની સ્વારી આવી લાગી દીકરીને સાસરીએ. પરમારે કોથળીનું મ્હો રાખ્યું મોકળું એટલે મળતીઆ પણ ઘણાએ મળી રહ્યા. પછી તો દહાડા ગણતા રાજોધરજીની સ્વારી ઉપડી સરગાભૂમિ ભણી એટલે એમના દેહને દહન દેવા કાજે કુમારો અજોજી અને સજોજી સ્મશાન ભૂમિએ ગયા. પાછળથી પરમારે બાજી ખેલી ને રાણાજીના નામના નગારાં વગડાવી દીધાં, નિશાનો ચઢાવી દીધાં, ડંકા બજાવી દીધા, નોબતો ગગડાવી દીધી, બીચારા

---

પાખોડમાં શિકારે નીકળ્યા હતા ત્યાં એક સસલાને શિકારી શ્વાન સામો ચઢતો ભાળી ભૂમિ પ્રતાપનું ગૌરવ એઓશ્રીએ પારખી લીધું; પરિણામે એજ ભૂજીઆ ડુંગરનાં તળેટી પ્રદેશમાં હમીરાઇ નામક તળાવડીને તીરે પીર ઝિન્દાની જગાની નજીકમાં સંવત ૧૬૦૫ ના માર્ગશીર્ષ માસની શુકલા પંચમી ને શુક્રવારને દિને કુટુંબ કબીલા, ભાઇ ભાયાતો, ચારણ, માંગણો, સરદારો, કામદારો ને કુળગોરોની સાક્ષીએ ભુજંગ નગર યાને ભુજ નગર નામક નવીન નગરીની સ્થાપના કરી રાજધાની ત્યાં રાખવામાં આવી.

અજોજી ને સજોજી હળવદને પાદરેથીજ પાછા વળી નિરાશા ભર્યાં ત્યાંથીજ પાધરા પડયા તે વહેલે આવે ચિતોડના રાણાસંગને દરબાર.*

બસ, પરમારનો દોહિત્રો રાણોજી ગાદીએ આવ્યા ને કીધાં હળવદનાં રાજ પરંતુ વખત જતાં મલિક બખનને હાથે કપાઈ મૂઆ કારણકે બખનને હતાં રાણોજી સામે બાપ માર્યાંનાં વેર. રાણોજી બાપા આ રીતે કામ આવી ગયા બાદ સંવત પંદરસો ઓગણોતેરે (સં. ૧૫૬૯) ન્હાની વયના માનસંગજી હળવદની મોટી ગાદીએ આવ્યા. માનસંગજીએ મોટા થતાંજ પ્રથમ તો બાપનું વેર વાળ્યું અને પછી પૂર્વજોના નામપર પ્રકાશ પાડવા માટે તેનાં પરાક્રમોનાં પ્રતાપનાં પડઘા ગુજરાતની રાજધાની અમદાવાદની દીવાલો પર્યંત પડવા લાગ્યા.

---

* જેવી રીતે રાણોજી હળવદની ગાદીએ આવ્યા તેવીજ રીતે કચ્છમાં પણ પહેલા રા' પ્રાગમલ્લજી કચ્છાધિપતિ થયા. રાઓશ્રી રાયધણજી પહેલાના આ ત્રીજા પુત્રે ભાઈઓ અને ભત્રીજાઓને થાપ આપી આંખો દુ:ખવાનું બહાનું કહાડી પિતાશ્રીના અવસાન બાદ સ્મશાન ભૂમિપર જવાનું માંડી વાળી પાછળથી ભૂજનગરનાં દરવાજા વગેરે બંધ કરાવી પોતાના નામના ડંકા વગડાવી દીધા આગળના વખતમાં આવી યુકિત પ્રયુક્તિઓ રાજગાદી પ્રાપ્ત કરવા કે દબાવી મારવા માટે કરવામાં આવતી. આજના જમાનામાં નવી સ્થાપનાઓ તો ઘેર ગઈ પણ જુની જુનીએ જળવાઈ આવે તોયે જાણે ગનીમત.

ગુજરાતનો બાદશાહ રૂઠયો. ઝાલાવાડના એ સમયના જાગીરદાર ખાનખાનાનપર શાહી ફરમાન છૂટયું અને માનસંગજી ઉપર તુરક લશ્કર ચઢી આવ્યું. ઝાલાએ સામનો કર્યો પણ ટકાયું નહીં ત્યારે શિકસ્ત કબુલી રાજ રાખવાના કરતાં દુશ્મનને હાથ તાળી આપી છટકી જવાનું તેણે વધારે પસંદ કર્યું. ઝાલો છટકયો ખરો, પણ જવું કયાં? સારાય સૌરાષ્ટ્રમાં એવો કોઇ દીસતો નથી જે આ માન ઝાલાને સંઘરે. છેવટે માન ઝાલાની ઇચ્છા પ્રમાણેજ ઝાલા સરદારોએ કચ્છનો આશ્રય લેવાનું નક્કી કર્યું. કારણ કે—

જાડેજેંજા જોમજા, કરીયાં કા વાખાણુ?
સોરઠ પિઇસ ભાંગાંણુ, પણ કાછો હેકઇ હેકડો.

* * *

હેકડો સુઝેં કચ્છમેં, મુડસ મોચારો;
બિયેંજા મોં બાર્યો, હલોસ હાણે કચ્છતેં.

* * *

તિખી તરારૂં કચ્છજી, તિખા કચ્છ તુખાર;
તિખા માડુ હિન મુલકજા, સે કીં ન કંધા વાર?

* * *

મુડસું વસન મુલકમેં, જેકે જાડેજા ચવન;
બિયા સમા શૂરા વડા, તેજી મિડે તન.

* * *

ધાંગો ધણી કચ્છજો, ડે દુખીએં કે દાદ;
પાંકે કંધો પિંઢજા, પૂરી થિઅંધી આસ.

* * *

આવાં આવાં કારણો આપી માનસંગજીએ ઘોડાં કચ્છ દિશે મારી મૂકયાં. ન્હાનું રણ ઓળંગી જયારે કચ્છની સરહદે પહોંચ્યા ત્યારે એ બાજુના કચ્છી થાણદારે ઝાલાનાં માણસોને પડકાર્યાં. રાઓશ્રીની રજા વિના કચ્છ પ્રવેશ થઈ શકે નહીં; જબરજસ્તીથી કોઇ કરવા જાય તો ધડ પરથી ડોકાં ઉડવા માંડે. આવો મામલો જોઇ માન ઝાલાએ એક વિશ્વાસુ સરદારને મારતે ઘોડે મહારાઓશ્રી પાસે મોકલી દીધો અને પોતાનો મુકામ સરહદી થાણાની સમીપમાંજ નાંખ્યો ન્હાનાં રણને કાંઠડે.

* * *

આ માનસંગજીના પત્રની હકીકત રાઓશ્રીને જેમ જેમ જાણ થતી ગઇ તેમ તેમ તેઓશ્રીની સદા ગંભીર મુખમુદ્રા વધારે ગંભીર બનતી ગઇ. ખત ખલાસ થયો ત્યારે કાસદને સંબોધીને રાઓશ્રી બોલ્યા.

"બાબત ગંભીર બની ગઇ છે."

"જી હજુર; પણ કચ્છ સિવાય હવે એકે આરો નથી." કુશળ કાસદે પોતાના સરદારની ખરી સ્થિતિનું ભાન કરાવી દેનારો ઉત્તર વાળ્યો.

"કચ્છ રાજ હળવદના ધણીને શા કાજે સંગરે?" રા' ખેંગારે કાસદની કસોટી કરી.

"કચ્છનો ધણી જો ઝાલાઓનો હાથ આવે ટાણે નહીં ઝાલે તો બીજો કોણ ઝાલશે? ઝાલાઓનું અસલ વતન કચ્છના આશ્રિત સમા થળ પ્રદેશમાંથીજ છેનાં? થર અને કચ્છ તો મોટાં રણની બે પાંખો છે.

હી કાછો હૂ થર, પખું બયે રિણજી;
પાવર ધણી કચ્છજા, રખ મકવાણા વંશજી.

* * *

વિયાસ વડો તિન મિંજા, કિયો કિરંતી ગઢ;
કેસર શૂરે સિંહજી, કઢે અપછરા લજ્જ.

* * *

હરપાર બાર તેંજો થિયો, ડિનેંસ શકિત સાથ;
બાર ભચાયા ઝલેં કરે, તેનું ઝાલા રાજ.
સે ઝાલેંજો શિરતાજ, અજ આયો તુહીંજે અગંણે.

* * *

જે ભૂમિપર સૂમરાઓનો કટ્ટો શત્રુ વિહાસ મકવાણો વસી ગયો, જે ભૂમિપર કેસરીસિંહ સરીખો કેસર કુમાર સૂમરાઓ સામે કેસરીયાં કરી કિરંતી ગઢને કાંગરે કાંગરે કીર્ત્તિના કળશ ચઢાવી ગયો, જે ભૂમિપર હરપાળ દેવનો બાળદેહ પોષાયો તેજ પરાક્રમી થર ભૂમિના નૃપતિઓનો વંશજ ઝાલો માન આજ તારે

આંગણે આવી ઉભો છે. શકિત દેવીનાં સંતાનો—ઝાલા સંતાનો—ના કુળદીપકને સમાવંશના સૂરજ સરીખો ભૂજનો ભૂપાળ જો નહીં સંઘરે તો બાપા ખેંગાર! બીજો કોણ સંઘરશે?"

રાઓશ્રીએ કાસદની કસોટી કરી લીધી. માન ઝાલાને ખરી ભીડ પડી છે એ જાણી લીધું; શરણાગતની ભીડ ભાંગવી એ રજપૂતનું મુખ્ય કર્ત્તવ્ય ગણાય એટલે ગુપ્ત રીતે દૂર ઉભેલા ખાસ અંગરક્ષકને સંજ્ઞા કરતાં તે હાજર થતાં રાઓશ્રીએ ફરમાવ્યું કે—

"સાંમત! મોકલજીની સાથે પચ્ચીસ સ્વારો મોકલી ઝાલા માનસંગજીને પૂરતાં માન અકરામ સહીત આંહિ લાવવાનો બંદોબસ્ત કરવાના ખબર કામદારને આપી દ્યો."

"જી હઝુર" એમ કહેતો એ હઝુરી તંબુમાંથી બહાર ગયો કે તેની જગાએ બીજો અંગરક્ષક ગોઠવાઇ ગયો.

મનગમતો હુકમ સાંભળી કાસદને કોઠે કરાર થયો જાણી રાઓશ્રીએ આગળ ચલાવ્યું.

"તમે તો હરધોળ હઠીઆ કે બીજા કોઇ?"

કાબિલ કાસદ પોતાનું નામ સાંભળી દિંગ થઇ ગયો.

"બાવા! કેમ ઓળખ્યો?"

"હરધોળજી હઠીઆ દુનિયાની નજરમાં બહુરૂપી બની વેષપલ્ટો કરી ફરી શકતા હશે, પણ કચ્છના રાજદરબાર નહીં. હરધોળજી કાસદનું કામ પણ કરી શકતા હશે એ આજેજ જાણ્યું."

"ઝાલા માનનો હુકમ થાય અને રા' ખેંગાર પાસેથી કામ લેવું હોય ત્યારે આ હઠીઆને પણ કાસદું કર્યેજ છુટકો."

"ઠીક ત્યારે, ઠુંગા પાણી કરી લ્યો હઠીઆ, ને ઝાલાજી આંહી આવે ત્યાંસુધી સુખેથી રહો." રાઓશ્રીએ યોગ્ય સૂચના આપી દીધી.

"ઠુંગા પાણી હાલે હરામ છે બાવા. માતા હીંગળાજની આણુ માની આવ્યો છું કે જ્યાંસુધી ઝાલા માનને જાડેજા વીર ખેંગાર સાથે ભેટતો ન ભાળું ત્યાંસુધી ભૂજ પાખોડના પાણી હરામ છે બાવા."

"ભલે ભલે! જો એમજ હોય તો તમે પણ તુરત સીધારો અને ઝાલાજીને રૂબરૂ જઈ મળો જેથી એમના જીવને શાંતિ વળે."

રાઓશ્રીએ હરધોળ હઠીઆને રજા આપી દીધી.

* * *

ઝાલો માનસંગ સમયને માન આપી રા' ખેંગારનો મહેમાન બની કચ્છ દરબારની છાવણીમાં આવી રહ્યો છે. હળવદની ગાદી જ્યાં સુધી હાથ થાય નહી ત્યાં સુધી વન વનમાં ભટકવું ભલું પણ ગામ વાસો કરવોજ નહીં એવી એની પ્રતિજ્ઞા છે એટલે રાઓશ્રીના અત્યંત આગ્રહ છતાં પણ ભુજમાં રહી નીરાંતે ભાણું ખાવાનું બની શકે એમ નથી. ગુજરાતના સુલતાન સામે કે ઝાલાવાડના જાગીરદાર સામે મોરચા મંડાય એટલું લશ્કર નથી. કચ્છના મહારાઓશ્રીને ગુજરાતના બાદશાહ સાથે બહુજ સારી

બનત છે, લગભગ મિત્રાચારી છે, એટલે કચ્છનાં પાંચ હઝાર ઘોડાં ને પચાશ હઝાર પાયદળ છડે ચોક માન ઝાલાની કુમકે ચડી શકે એમ નથી. ત્યારે શું સદાને માટે કચ્છ દરબારના મહેમાન બની બેસી રહેવું? એમ પણ કેમ બને?

રાઓશ્રી ગામ ગરાસ આપવા કહે છે પણ ઝાલાનું મન માનતું નથી. છેવટે એવી ગોઠવણ થાય છે કે ઝાલાવાડના જાગીરદાર સામે બહારવટું ખેડી તેને કોઇ પણ રીતે જંપીને બેસવા દેવો નહીં. માન ઝાલાના સરદારો તેમજ તેનાં બીજાં માણસો સંમત થાય છે; અંદરખાનેથી કચ્છની પૂરતી મદદ સહીત હળવદ હાથ કરવા બહારવટીઆઓ કચ્છ બહાર પડે છે. આ બહારવટીઆ સંગ ચાર ભાગમાં વહેંચાઇ જાય છે. એક ટોળીની સરદારી લે છે ખુદ માનસંગજી પોતે; બીજી બે તેના ભાઇઓને સોંપાય છે અને ચોથી ટોળીનો મોવડીઓ બને છે ઝાલાવાડનો જાણીતો બહાદર જન પ્રાગ બક્ષાનીઓ. ઝાલાવાડની મુસલમાની રિયાસતમાં હાહાકાર વર્તી રહે છે. ખાનખાનાનનું લશ્કર ખાનાખરાબીથી લાચાર બની જાય છે ઝાલો માન જીવના જોખમે અનેક સાહસો ખેડે છે; દુશ્મનનો દમ કાઢી નાંખે છે અને છેક વીરમગામનાં નાકાં સુધી ત્રાહી ત્રાહી પોકરાવી ત્રાસ વર્ત્તાવી ગુજરાતની સલ્તનતને ઉંઘમાંથી ઉઠાડે છે. ખાસ લશ્કરનો ઇન્તેઝામ અમદાવાદથી કરવામાં આવે છે. અતિશય સખ્ત જાપ્તો ચારે બાજુએથી રાખવામાં આવ્યો છે; ઝાલાની ટોળીઓને બહારવટાં ખેલવા ભારે પડી જાય એવો વખત આવી લાગ્યો છે.

ત્યારે શું હળવદની ગાદી હાથથી જતી કરવી? કદી નહીં, છેવટે ઝાલા રાજના માતુશ્રી અને રાઓશ્રી ખેંગારજી વચ્ચે સંદેશા ચાલવા લાગ્યા, વાટાઘાટ થવા લાગી, આખરે વાત ખીલે બંધાઇ

ઝાલો માનસંગ કચ્છ માંડવીને બંદરે આવી ગયો અને ગોઠવણ મુજબ ગુજરાતના બાદશાહ બહાદરશાહને રૂબરૂ મળવા દીવબંદર તરફ ઉપડી ગયો.

મડઇજી નારે મિંજા, નિકર્યા બેડા બાર;
નેઝા ફિરકન કચ્છજા, ખિમાં ધણી ખેંગાર.
વાવડ સમોડે તે હલ્યા, સેં પુગાસ ધીવજે ભાર;
ખબરૂં પિયું શાહકે, કો આયો માલતુજાર

કચ્છી બેડા કચ્છનાં અખાતનો મુખ પ્રદેશ બાજુએ મૂકી અરબ્બી સમુદ્રનાં પાણી કાપતા જાય છે. માનસગજી માટેનાં ખાસ વહાણ સાથે બીજાં ત્રણ જહાજ પૂરતાં માણસો તથા સરંજામ સહીત સમોડે વાવડે દ્વીપ યાને દીવ બેટ ભણી મોરા મંડી આગળને આગળ જળ માર્ગે વધતાંજ જાય છે; અને માંડવી છોડયા પછી બીજીજ સવારે દીવ બંદર પાસે ચાર વહાણોનો કચ્છી કાફલો લંગર નાંખે છે. જહાજ પરની તોપોનો બાર દીવ બેટને ધણધણાવી દે છે પણ વહાણો ઉપર શાંતિના વાવટા ફરકે છે એટલે કોઇને કશીયે ચિંતા ફિકર કરવાનું કારણ નથી. જહાજ પરથી પાંચ જણ બંદરપર ઉતરે છે; સુલતાન બહાદરશાહની મુલાકાતની માગણી કરે છે.

બહાદરશાહ પોતાના તંબુમાં બેઠો છે ત્યાં તેને ખબર મળે છે કે કચ્છનો એક શાહ સોદાગર ખાનગી મુલાકાત લેવા માંગે છે. શાહની પરવાનગી મળી જતાં એ પાંચ જણમાંનો એક શાહના તંબુમાં દાખલ થાય છે. સોદાગરે પહેરેલા કીંમતી ઝભાની અંદરનો પહેરવેશ એક સુ-સજ્જ રજપૂત બચ્ચાનો છે. આવી રીતે સુ-સજ્જ બનેલો સોદાગર અન્ય કોઇ નહીં પણ આપણો ઝાલો વીર માનસંગ છે.

માનસંગજીને આવતા જોઈ બાદશાહે પણ પોતાની મીઠી નજર એમના તરફ ફેરવી કારણકે આ બાદશાહ વેપારી વર્ગ ઉપર હમેશાં બહુજ પ્રીતિ રાખતો. રીતસર સલામ ભરી ઝાલો માન બાજુએ ખડો રહ્યો, નઝરાણાં તરીકે આપવાને સાથે કાંઇ ભેટ સોગાદ લીધેલીજ નહીં એટલે બાદશાહને જરા આશ્ચર્ય લાગતાં તે બોલ્યો

"કચ્છ મુલ્કસેં આતે હો?"

"જી હાં! જહાંપનાહ." ઝાલાજીએ જવાબ વાળ્યો.

"શાહોંકી મુલાકાતકી તરીકતસેં વાકિફ હો?"

"જી હાં જહાંપનાહ; લયકિન હમ કોઇ મામૂલી સોદાગર નહીં હૈ. હમ તો સિર્ફ મુલ્કોંકા સોદા કરતે હૈ." બાદશાહ ચમકયો.

"અબ કિસ મુલ્કકા સોદા લાયા હે?" બહાદરશાહે ઇન્તેઝારી બતાવી.

"ઝાલાવાડકી રીયાસતે હલવદકા."

હળવદનું નામ સાંભળી બાદશાહ ટટ્ટાર થઇ બેઠો. હળવદનાં રાજની તમામ હકીકત માનસંગજીએ તેને સંભળાવી દીધી, છતાં પણ ઝાલો માન પોતેજ છે એ વાતની શાહને કળ પડવા દીધી નહીં. જ્યારે જ્યારે માનસંગજીનું નામ વાત વચ્ચે આવતું ત્યારે બાદશાહના ચહેરા ઉપર ક્રોધનાં ચિન્હો સ્પષ્ટ જણાઇ આવતાં. બધી હકીકત સાંભળી લીધા છતાં બાદશાહ ગળતો નથી, અને કચ્છના રાઓશ્રીને શરણે જઇ રહેલો છે માટેજ તે બચી જવા પામ્યો છે એમ તે ચોખી રીતે માનસંગજીને જણાવી દે છે. માનસંગજી નિરાશ નહીં થતાં છેલ્લો પાસો નાંખે છે.

"અગર ઝાલા માનસંગજીકું આપકી પાસ ખડા કર દઉં તબ કયા કરોગે?"

બાદશાદ વહેમાયો, હુશિયાર રહ્યા.

"મેંજ ઝાલા માનસંગ હું." ઝભો ફેંકી દઇ સશસ્ત્ર રજપૂત બાદશાહ સામે ખડો થઇ ગયો.

"કોન! ઝાલા માન!"

"જી હાં, ઝાલા માન."

બાદશાહ પાસે શસ્ત્ર નથી, ઝાલો સશસ્ત્ર છે. તલ્વારનો એક ઝાટકો ઝુડે તો બાદશાહ બહાદરનું ડોકું ધડની દોસ્તી પળવારમાં છોડી દે એવો મોકો છે; પણ નહીં. ઝાલાને જાડેજા ખેંગારની

મનાઇ છે, બાદશાહના મનની મુંઝવણુ ઝાલો પામી ગયો એટલે બીજીજ પળે પોતાના હથિયારો શાહ સમક્ષ ધરી દે છે. બાદશાહ નિર્ભય બને છે.

બાદશાહ ખુશ ખુશ થઈ ગયો. ઝાલાની હિમ્મતની છાપ તેનાં દિલમાં સજ્જડ છપાઇ ગઇ. ઝાલે તક સાધી—

આયો મુલ્ક કચ્છતાં, જિડાં રાઓ ખેંગાર;
જેડી લજ્જ તૂંહીજી, હાણે માર યા જિયાર.

"નિશાની" શાહે રાઓશ્રીની નિશાની માંગી "હયે નિશાની" માન ઝાલે રા'ની કટારી શાહના હાથમાં મૂકી દીધી.

રા'ની કટારી બાદશાહે ઓળખી

"રાઓ ખેંગાર મેરા દોસ્ત હૈ."*

"તબ મેં રા' ખેંગારકા દોસ્ત હૂં."

માન ઝાલે સામી ફેંકી.

"જબ મેં લાચાર હું. હળવદકી રિયાસત માનસંગકી હો ચુકી." બાદશાહે છેલ્લો બોલ આપી દીધો. મુલાકાત ખતમ થઇ.

---

* બાદશાહ બહાદરશાહ કચ્છમાં આવ્યો હતો ત્યારે તેની ખાતર બરદાસ્ત મહારાઓશ્રી તરફથી બહુજ સારી થઇ હશે એમ જણાય છે.

બીજેજ દિવસે ઝાલાવાડના જાગીરદારપર શાહી ફરમાન છુટે છે. માનસંગજીને હળવદના પરવાના મળી જાય છે અને ઝાલો દીવ બંદર છોડી કચ્છી કાફલામાં માંડવી ભણી પાછો હંકારી જાય છે.

માંડવીને બારે ખુશાલીનાં નિશાનો ફરકાવતાં જહાજને આવી લાગતાં તોપોના બહાર થાય છે. ઝાલો માન કચ્છ માંડવીને કિનારે પૂરતા માન અકરામ સહીત ઉતરે છે, ખુશાલીના ખબર એકદમ રાવળી છાવણીમાં મહારાઓશ્રીને મળી જાય છે. ઝાલો માન રાઓ-શ્રીને મળે છે ભેટે છે. કચ્છની છાવણીમાં આનંદ આનંદ વર્તી રહ્યો છે; ઝાલાઓનાં આનંદનો પાર નથી.

* * *

## માનકૂચ.

હવે ઝાલો માન કચ્છમાં રહી શકે એમ નથી. રાઓશ્રી તરફથી હળવદના રાજસાહેબની સ્વારી માટે પૂરતો બંદોબસ્ત થઇ ગયો છે. સ્વારીની કૂચનો દિન આવી લાગ્યો છે, હઝારો માણસો ભૂજમાંથી, ભૂજની પંચકોશીમાંથી તેમજ માંડવી બંદરેથી આવી પહોંચ્યા છે. ઝાલા માનસંગજીના કચ્છ નિવાસના સ્મારક તરીકે જે સ્થળે રાવળી છાવણી હતી, જે સ્થળે માનસંગજી મહારાઓશ્રીને પહેલા મળ્યા હતા તે સ્થળે એક નવીન ગામ વસાવવાનું ખાત મુહુર્ત સ્વારીની રવાનગીને દિનેજ છે. કચ્છી અને ઝાલા રજપુત સરદારો, કામદારો, કુળગોરો અને પ્રજાજનોના હર્ષાનંદની વચ્ચે જે

ગામની સ્થાપના મહારાઓશ્રી ખેંગારજીની શુભ આશીષ વચ્ચે ઝાલા માનસંગજીના વરદ હસ્તે થઇ, તે ગામ અન્ય કોઇ નહીં પણ ભૂજની પંચકોશીમાં આવેલું માનકૂવા નામક વાડીઆળું શુભ ધામ.

ઝાલાઓની જુની રાજધાની "કૂવા" જ્યારે ઝાલાઓને હાથેથી છુટી ગયું ત્યારે અનેક ઝાલાઓનો અને બીજી વસ્તીનો ઘણુ નીકળી જતાં એ બનાવ "કૂવાના કેર" તરીકે ઓળખાયો. ઝાલા માન જ્યારે રાવળી છાવણી પાસે રહેતા ત્યારે તેની આસપાસ થોડી ઘણી વસ્તી પણ વસવા લાગી હતી એટલે એ જગો ઝાલાઓના મનમાં "કૂવા" તરીકે ઓળખાતી; પાછળથી જ્યારે માનસંગજી કચ્છ છોડી ગયા ત્યારે તેના માનમાં માન-કુવા તરીકે સદાને માટે ઓળખાવા લાગી

# નગારાં.

ઝાલા માનસંગજી હળવદવાળા જ્યારે કચ્છમાં રહેતા ત્યારે મહારાઓશ્રી મોટા ખેંગારજી બાવાના સગા બંધુ સાહેબજી સાથે એમને ઘણો મેળ મળી ગયો હતો. બાવાશ્રીને કચ્છનાં બીજાં બહુયે કામ હોય એટલે ઝાલારાજને ઝાલીને એનાથી થોડુંજ બેસાય. પરંતુ ગમે એવો પણ હળવદનો ધણી એટલે એમનું સન્માન સાચવવાનુ તથા એમના દિલને કોઇપણ વાતે ઓછું આવે નહીં તેવી રીતે બધો બંદોબસ્ત કરવાનું કામ સાહેબજીને સોંપવામાં આવ્યું હતું. પરિણામે જાડેજા અને ઝાલાને એક બીજાના પ્રસંગમાં આવવાનું બહુ વાર બનતું. એક બીજાને તેઓ સારી રીતે ઓળખતા થઇ ગયા, મન મળી ગયાં, છેવટે દોસ્તો થયા.

એક સમયે માન ઝાલો સાહેબજીને મિત્ર ભાવે કહે છે કે:

"ભા! સોરઠી શમશેર ભલે, પણ કચ્છી તરારની તીખાશને તોલે ન આવે તરારની તેજી કચ્છમાં જે જોઇ તે બીજે ન જોઇ ભા."

"તેજી ને તીખાશ હથિયારમાં નથી પણ હથિયાર વાપરનારમાં છે. તરાર ગમે તેટલી ધારાળી હોય, ગમે તેટલાં પાણી પી ચુકી

હોય, છતાં વાપરનારો જો અણુંજ હોય તો તે તરાર નથી પણ દાતેણું છે. અમારા કચ્છમાં એવા પટાવતો પડયા છે કે જેના હાથમાં એક લકુ હોય તો સાધારણ તરવારીઆના ભાર નહીં કે તેનાપર ઘા કરી જાય. પટ્ટો બરાબર આબાદ ફેરવી જાણતો હોય તો કૈંકને ભારે પડે."

સાહેબજીએ પટાબાજીનો મહિમા સંભળાવી દીધો.

"મારૂં પણ એમજ માનવું છે એટલે મેં આ વાત ઉપાડી છે. કિસ્મતમાં શું લખ્યું છે તે કોઇ જાણતું નથી પણ હળવદની ગાદી મળે અને એ ગાદી ભોગવી લઉં ત્યારે મારી પાછળ મારો કુંવર મહાન શમશેરબાજ નીવડે એવી મારી ખાસ ઇચ્છા છે. માટે એ બાબતમાં તમે મદદ ન કરો ?" માન ઝાલો મુદ્દાની વાતપર આવ્યો.

"અલબત મદદ આપશું. એ વિષે તમારે બેફિકર રહેવું. તમારા સરખા મારા મિત્રનો પુત્ર મહાન તરવારધારી નીવડે એનાથી વધારે રૂડું શું ?"

* * *

માનસંગજીના કુંવરને કચ્છી પટ્ટાબાજો પટ્ટો ફેરવવાની તાલીમ આપી રહ્યા છે. માનસંગજી તો કાળજી રાખે પરંતુ સાહેબજી પણ કુમારની કેળવણીમાં ખુબ રસ લે છે. એક હાથે બુઠી પર હાથ વળ્યો એટલે ધારાળા ફેરવવા માંડી છે પછી બન્ને હાથે ફેરવવાની

તાલીમ મળી ગઇ છે એક ઠેકાણેજ ઉભા રહીને, ચાલતે ચાલતે, દોડતે દોડતે, ઠેકતે ઠેકતે, ચારે દિશામાં વીંઝતે વીંઝતે, ઘોડા ઉપર બેસીને, દોડતે ઘોડે, ગાડાંની ધુરી ઉપર ઉભા રહીને અસ્થિર પગે વગેરે અનેક તરેહની શારીરિક સ્થિતિ વચ્ચે તરવાર કેમ વાપરવી તે ઝાલા કુમાર શીખતા જાય છે. કુંવરનું બદન બળવાન છે અને તાલીમ તે સમયના કચ્છની છે પછી એમાં પૂછવુંજ શું? કુંવર જ્યારે ઠીકઠીક શીખી રહ્યા ત્યારે ઝાલા માનને મન જાણે એક મોટું રાજ મળ્યું હોય એટલો આનંદ થયો. ઝાલાએ સાહેબજીનો આભાર માન્યો. સાહેબજીને પણ કુંવર ઉપર પ્રીતિ પૂરી એટલે પટ્ટાબાજીની કેટલીક ખાસ આંટી ઘુંટીઓ યુક્તિ પ્રયુક્તિઓ જે થોડાજ જાણે કે જાણી શકે છે તે વિષયમાં પણ ઝાલાકુંવરને પારંગત કરવાનું પોતાને માથે લીધું. ઉપકાર કરવો તો પૂરો કરવો; સાહેબજી ગુરૂ બને છે, માન ઝાલાનો કુંવર શિષ્ય બને છે. ગુરૂજીએ પોતાની ખાસ દેખરેખ અને ખાસ તાલીમને પ્રતાપે શિષ્યને એક આગાદ પટાબાજ બનાવી દીધો. ગુરૂ શિષ્ય વચ્ચે સ્નેહગાંઠ એવી સજ્જડ બંધાઇ કે સાહેબ ગુરૂને સાટે શિર સમર્પણ કરવું હોય તો ઝાલો યુવરાજ, વિના સંકોચે કરી દે.

હળવદની ગાદી માન ઝાલાને પાછી મળે છે; માન ઝાલો કચ્છ છોડી જાય છે; ગુરૂ-શિષ્ય એક બીજાથી ખિન્ન હૃદયે છૂટા પડે છે.

* * *

માન ઝાલા પાછળ હળવદની ગાદીએ સંવત ૧૬૨૦ લગભગ તેનો યુવરાજ આવ્યો. આ યુવરાજ કોઇ નહીં પણ સાહેબજીનો પટ્ટા શિષ્ય ઝાલો રાયસિંહજી. નવા ઝાલાએ હળવદની નામના વધારી દીધી. આસપાસના પ્રદેશોપર તેની ધાક સારી બેઠી હવે એક વખત એવું બન્યું કે દ્વારિકાની યાત્રા કરી કચ્છ માંડવીને કિનારે અતીતોની જમાત ઉતરી પડી. અતીતો માંડવીથી આવ્યા ભૂજ, જ્યાં તેમની રાજ તરફથી સારી બરદાસ્ત થઇ અને તેઓની ઇચ્છા હીંગળાજ પીરસવા જવાની હોતાં તે માટે પણ પૂરતી સગવડ રાજ તરફથી થઇ ગઇ. સંગના ગુરૂ મહાન પુરૂષ મકન ભારથી રાઓશ્રી ખેંગારજી તથા તેમના બંધુ સાહેબજીને મળ્યા ત્યારે વાત ઉપરથી વાત નીકળતાં ભારથીને જે અનુભવ યાત્રા દર્મિયાન ધ્રોળ મુકામે મળ્યો તેનું વર્ણન કરતાં હળવદના રાયસિંહજી ઝાલાની તેઓએ બહુજ પ્રશંસા કરી. સાહેબજીને સંતોષ થયો. "રાયસિંહજી આપને ધ્રોળ મુકામે મળ્યા?" સાહેબજીએ પ્રશ્ન કર્યો.

"હા, ધ્રોળ મુકામે અને હીંગળાજ માતાની યાત્રા કરી પાછા વળીએ ત્યારે હળવદ આવવાનું આમંત્રણ પણ આપ્યું. બાકી મામા ભાણેજ વચ્ચે ફરક ઘણો."

"એવું શું જણાયું?" મોટા બાવાએ સવાલ કર્યો. મકન ભારથીએ જવાબમાં વાત આગળ ચલાવી.

"અમારી જમાત ધ્રોળને પાદરે પડી હતી ત્યાં અમારી આગતા સ્વાગતા કરવી તો ઘેર ગઈ પણ ઉલટું જમાત જ્યારે ત્યાંથી રવાના થઇ ત્યારે અમારાં નગરાં વાગ્યા એ પણ એમને ગમ્યું જણાયું નહીં."

"ભારથીજી, આપને એ વાત કોણે કહી?" સાહેબજીએ પૂછ્યું.

"રાયસંગજી ઝાલાએ જાતે જ્યારે અમારી જમાતનાં નગારાં પર ડાંડીઆ પડયા ત્યારે મામો જસોજી અને ભાણેજ રાયસિંહજી ચોપડ રમતા હતા. નગારાંનો નાદ સુણી ધ્રોળ ધણીનો પિત્તો ઉછળ્યો ને તે ધણેણ્યો કે–ધ્રોળને પાદરે નગારાં કોનાં? તપાસ કરતાં જણાયું કે અતીતોની જમાતનાં. અતીતોનાં છે તો જવા દ્યો એમ તેણે હુકમ આપ્યો ત્યારે રાયસિંહથી રહેવાયું નહીં એટલે તેણે પૂછયું કે 'મામા, બીજાનાં હોય તો શું કરો?' 'જોડા, મરાવીએ જોડા ને કરાવીએ બધ.' મામાના આ અભિમાની ઉત્તરથી ભાણેજનું લોહી તપી નીકળ્યું. રમત રહી રમતને ઠેકાણે ને રાયસંગજી પાધરા ઘોડે ચડી ઉપડયા ને અમારી પાસે આ બધી વાત કહી સંભળાવી."

"જે થયું તે બહુંજ ખોટું થયું. આનું પરિણામ સારૂં નહીં આવે." રા' ખેંગારે ભવિષ્ય વાણી ભાખી.

"ભારથીજી, હીંગળાજ દેવીનાં દર્શન કરી પાછા વળો ત્યારે હળવદ જરૂર જજો અને ઝાલા રાયસિંહજીને કહેજો કે જાડેજા સાહેબજીનાં માનની ખાતર તારા મામા ધ્રોળ ધણીને સતાવતો ના. આપના જેવા મહાપુરૂષ મારફત મારો આટલો નિયાપો પહોંચશે તો પછી કાંઇ અનિષ્ટ પરિણામ આવવાની વક્કી રહેશે નહીં."

સાહેબજીએ સમાધાનીનો માર્ગ સુચવ્યો. મકન ભારથીએ માથું ધૂણાવ્યું, "જેવી માતાજીની મરજી"

થોડો વખત ગયો ન ગયો ત્યાં મામાનું અભિમાન ગાળવા હળવદનો ઝાલો રાયસંગ જાડેજા જસાજીના રાજમાં લશ્કર લઇ પેઠો; ધ્રોળને પાદરે ધામા નાંખ્યા ને નગારાં ઉપર દીધા ડાંડીઆ. ભાણેજને સમજાવવા મામાએ બહુએ પ્રયત્ન કર્યા પણ ઝાલો એકનો બે થયો નહીં અને 'જોડા મારી બંધ કરાવો' ત્યારે બંધ પડે એમ ચોખ્ખે ચોખ્ખું જણાવી દીધું. બસ પછી તો જાડેજો પણ કયાં ઝાલ્યો રહે એવો હતો. એના ઉપર આ ઓચિંતો હુમલો આવવાથી રાયસિંહજીના જેટલી તેના પાસે તૈયારી નહોતી છતાં પણ રજપૂતનું લોહી ઉકળ્યું તે ઉકળ્યું. જેટલા જાડેજા વીરો અને બીજાઓ મળી આવ્યા તેટલાનો સાથ કરી રાયસિંહનો સામનો તેણે કર્યો. અનેક યોદ્ધાઓ આ યુદ્ધમાં કામ આવી ગયા; જાડેજો જસોજી શૂરો થયો, આખરે તે પણ પડયો. મરતાં મરતાં પાસે ઉભેલા એક ચારણને છેલ્લા શબ્દો ધ્રોળ ધણી કહેતો ગયો કે—

"ભૂજ વિંઝી જાડેજા સાહેબ હમીરાણી કે મુંજા સલામ ડયો." રાયસંગજી ધ્રોળનું પાદર છોડી હળવદ ભણી ઉપડી ગયો; ચારણ ભુજ ભણી ઉપડી ગયો.

* * *

મહારાઓશ્રી અને સાહેબજી બેઠા છે ત્યાં ખબર મળ્યા કે—

'બાવા ! ધ્રોળનું હિકડો ચારણુ આયો અય." આ ખબર સાંભળતાંજ સાહેબની આંખ ફરકી.

"બુછી થિઇ" ભાઇની ફરકતી આંખ ભાળી રાઓશ્રીથી બોલી જવાયું.

ચારણુને અંદર આવવાની રજા મળી ગઇ.

"ગઢવી, કયાંથી આવ્યા ?" રાઓશ્રીએ શરૂઆત કરી.

"ધ્રોળને પાદરેથી, ધણી."

"શા સમાચાર છે ત્યાંના ?"

"સમાચાર સારા નથી."

"જેવા હોય તેવા કહો."

"જાડેજાઓ ઝટકાઇ ગયા."

"કોને હાથે ?" સાહેબજીએ પ્રશ્ન કર્યો.

"ઝાલાઓને હાથે."

થોડીવાર શાંતિ પ્રસરી રહી. ચારણે આગળ ચલાવ્યું :—

"જસોજી હરધોળાણી પણ કામ આવી ગયા."

"કોણ ? ધ્રોળનો ધણી જસોજી પોતે ?"

હા, જાડેજો જસોજી પોતે અને ધ્રોળધણીએ છેલ્લો નિયાપો દીધો છે કે "સાહેબ હમીરાણીકે મૂંજા રામરામ ચોજ."

આટલું બોલી ચારણ ચૂપ રહ્યો.

ખેંગારજી બાવો ભાઇ સામું જોઇ રહ્યા.

"કો ! સુઆ સમાચાર." બાવાએ ભાઇને પૂછયું.

"બો, અદા, સુઆ."

"કુરો કંધાસીં ?"

"જેડી અદાજી મરજી." સાહેબજી ભાઇનું વેણ કયારેય ઉથાપતા નથી.

"પાંજા દુશ્મન જામ રાવળજો ભાત્રીજો હેડી ઓખીમેં પણ સામ્હું ન્યારે તો, જામ સામ્હું નં."

"નં ગમે તીં પણ જાડેજો ત ખરો નાં."

"તડેં ભલે જસાજીજી મુરાધ પુરી થીએ."

"ભલે થીએ," સાહેબજીએ સંમતી આપી દીધી.

"પણ ઝાલો રાયસંગ ત આંજો શાગરીદ થીએ."

"સે થીણુ વારો હૂંધો સે થઇ રોંધો." સાહેબજીએ દ્રઢતા દર્શાવી.

"ઘણી ખમાં, જીએં રા. ધરપત હુજે ત હેડાજ હૂજે." ચારણ ચાલ્યો ગયો.

* * *

હળવદના ઝાલાઓને હરાવવા એ તો કચ્છ માટે સાધારણ વાત હતી. કીડી સામે તે કેવડાંક કટક હોય? ખેંગારજી બાવાએ સાહેબજીને બહુએ સમજાવ્યા પણ તે મોટું લશ્કર લઇ ગયાજ નહીં. "થોડાક કચ્છના અને મચ્છુ કાંઠેથી કચ્છના મળતીઆ દેદાઓને બોલાવી લેશું એટલે પછી ઝાલાઓનો શો ભાર." સાહેબજી કચ્છી યોદ્ધાઓની વીરતા પર મુસ્તાક રહ્યા. કચ્છથી ન્હાનું શું કટક ઉપડ્યું. સાહેબજીએ ફૂલ આમરને સાથે લીધો હતો તેને દેદાઓ તરફ મોકલી દીધો અને પોતે રણ ઓળંગી માળીઆ પાસે મુકામ નાંખી દઇસરા વગેરે ગામોમાંથી દેદાઓનાં આગમનની રાહ જોતાં ત્યાંજ રહ્યા. બીજી બાજુ રાયસંગ ઝાલાને ખબર પડી કે કચ્છથી ચાર ઉપડી છે એટલે દેદાઓ આવી પહોંચે ત્યાર પહેલાં માળીએ પહોંચી જઇ સાહેબ ગુરૂથી સલાહ કરી લેવી, એવા ઇરાદાથી તે પણ લશ્કર સહીત હળવદથી ઉપડ્યો અને માળીએ આવી પહોંચ્યો.

બે ગાઉને અંતરે બન્ને પક્ષની છાવણીઓ સામસામી ધુરકી રહી છે. રાયસંગજી ઝાલો સાહેબ ગુરૂ સાથે વિષ્ટી ચલાવી રહ્યા છે પણ સાહેબ એકના બે થતા નથી. આખરે રાયસંગજી પોતે કચ્છી છાવણીમાં સાહેબજીને મળવા આવ્યા. ગુરૂ શિષ્ય બહુજ ભાવપૂર્વક મળ્યા, ભેટયા. મામાને મારવા માટે જાડેજા વીરે ઝાલાને બહુજ ઠપકો દીધો અને ઝાલા, જાડેજા તથા બીજા રજપૂત બચ્ચાઓનું જે લોહી રેડાશે તેની જવાબદારી તેના ઉપર નાંખી. રાયસિંગજીએ

યુદ્ધ બંધ રાખવા વિનંતી કરી પણ સાહેબજીથી ધ્રોળ ધણીના છેલ્લા શબ્દો વિસરાતા નથી એટલે લડાઇ મુલ્તવી રહે એ વાત તો અશક્ય હતી.

"ઠીક ત્યારે, મામાનું વેર ભલે કાકો લે" રાયસંગજીએ પોતાના પિતાની અને સાહેબજીની જુની દોસ્તી સંભારી આપી.

"કાકો વેર લેશે, પણ ભત્રીજાને મારી નહીં નાંખે." સાહેબજીએ ઉત્તર આપ્યો.

"કારણ ?"

"કારણ કે રાયસિંગ મારો શિષ્ય છે."

ઝાલાના જીવને શાંતિ વળી.

"યુદ્ધ કાળે યુદ્ધ કરવુંજ એ આપણો રજપૂતોનો પરમ ધર્મ છે. આવી વેળાએ બીજા સંબંધોને આડા દઇ રજપૂતાઇને લાંચ્છન લગાડતો ના ઝાલા."

"જેવી કાકાની મરજી." ઝાલો નમન કરી ઉઠે છે.

"કાકો આજે વૃદ્ધ છે. સાઠ ઉપર પાંચ સાત વહી ગયાં છે. તું આજે જુવાન છો, ભર જુવાન છો. તારી હત્યા હું નહી લઉં. મારા શિષ્યને હું મારૂં તો મારો ઉદ્ધાર ન થાય પણ તારા મામા ધ્રોળ ધણી જાડેજા જસાજીનાં વેણ ખાતર તને જીવતે મુઆ જેવો તો કરી નાંખીશ, હવે ભલે ધીંગાણાની તૈયારી કરો." સાહેબજીએ છેલ્લો પડકાર આપી દીધો.

ગુરૂ શિષ્ય છેલ્લી વખત ભેટયા, છુટા પડયા.

રાયસંગજી હજી સાહેબજીને છોડી જાય છે ત્યાં અવાજ આવ્યો.

"એ ઓલ્યાં પ્રોળના પાદરવાળાં નગારાં ઉપર હવે ડાંડીઆ જરૂર દેજો બા"

રાયસંગજી પાછું વળી જુએ છે તો મામા જસાજીનો ચારણ. ઝાલાને અંગે થથરાટી આવી ગઇ.

* * *

દેદાઓ આવી પહોંચે ત્યાર પહેલાં ઝાલા રાયસંગને બાજી ખેલી લેવી છે એટલે એણે પહેલો ઢોલ ધ્રૂસકાવ્યો ને વાદને માર્યે નગારાં ઉપર ડાંડીઆ પણ દીધા. કચ્છનું કટક ન્હાનું છતાં નીડર હતું એટલે બન્ને કટકો સામસામાં આવીને અટકયાં. તરવારો ઉછળી; ઝાટકા ઝટકાવા લાગ્યા; ભાલાઓ ભોંકાવા લાગ્યા કૈંક નરવીરોના હાથ પગ માથાં દેહથી દુર દુર જઇ પડયાં. રણવીરોની કિકિઆરી ને પડેલાઓની ચિચિઆરી વચ્ચે નગારાં પરની ડાંડીનો અવાજ જાડેજાઓને અસહ્ય થઇ પડયો. નગારાંને જાળવવા ઝાલાઓ શૂરા થઇ લડવા લાગ્યા, પણ જાડેજાઓની ઝપટ આગળ એમનું કાંઇ ચાલ્યું નહીં. નગારાંઓનું સ્થાન એ સારાંયે યુધ્ધનું કેન્દ્ર સ્થાન બની રહ્યું. ઝાલો રાયસંગ જાતે જ્યાં તરવારબાજી કરી રહ્યો છે ત્યાં ખુદ સાહેબજી આવીને અટકયા.

"ડાંડીઆ ઝાલી લ્યો ઝાલા." સાહેબજીએ પડકાર કર્યો.

"શિરને સાટે છે કાકા" ઝાલાએ સામો ફેંકયો.

"રંગ છે ઝાલા. ધન્ય છે તારી જનેતાને" સાહેબે શિષ્યને શાબાશી લીધો.

નગારાં પર ફરી ડાંડીઆ પડયા ને જાડેજાઓ વિફર્યાં, એવી તો સખ્ત કટાકટી ચાલી કે ઝાલાઓનો ઘાણ નીકળી ગયો. સાહેબના ફરમાનથી રાયસંગ ઉપર એકપણ ઘા પડતો નથી. આ સ્થળે રાયસંગ સિવાય બીજો દરેક દુશ્મન સૈનીક જોખમાઇ ગયો, ઝખમાઇ ગયો કે કિરતારને શરણે ચાલ્યો ગયો પણ એક વાત એવી બની કે કચ્છી સેનાનીઓએ જે રંગ જમાવ્યો હતો તેમાં સમૂળો ભંગ પડી ગયો. રાયસંગના એક પટાવતે સાહેબની સ્વસ્થતાનો લાભ લઇ તેના જમણા હાથપર ઘા કરી લીધો. પટાવત બીજી પળે પૂરો થઇ ગયો પણ કારી ઘા કરી ગયો. સાહેબના સાથીઓ પોતાના રાજવીર સરદારની આ દશા જોઇ રણસૂના બની ગયા પણ સાહેબ દ્રઢ રહ્યા અને રાયસંગને યુદ્ધ માટે પડકાર્યો.

"કાકા, પહેલો ઘા તમારો."

"ઝપટ નહીં ઝીલાય, ઝાલા, મારૂં માની લે"

રાયસંગે ઘાયલ થયેલા ગુરૂ ઉપર એક તાકયો, બીજો તાકયો, ત્રીજોયે તાકયો: પણ સાહેબ ગુરૂ તેના ત્રણે ઘા આબાદ છટકાવી ગયો અને "હાણે હી હિકડો મૂંજો" આ શબ્દો

સાથે પોતાના ડાબા હાથે શમશેરનો એવો સપાટો ચલાવી દીધો કે ઝાલો ડોકું સંભાળવા જાય છે ત્યાં તેના બન્ને પગ કાપતી તલવાર નીચેથી ઝટકી નીકળી. ધડાક દઇને ઝાલાનું ધડ ધરણી પર જઇ પડયું; નગારાં પર ડાંડીઆ દેનાર નગારચીના હાથ જેમના તેમ થંભી ગયા.

"દે ડાંડીઓ." કક કળ વળતાં ઝાલો ત્રાડયો.

"હી ગિન દાંડીઓ" એમ બોલતો લોહીઆળા હાથે જસાજીના જોડા ઉપાડી ચારણ રણદાન નગારાં બાજુ ધસ્યો ને "જુડીમ જુડીમ" ના અવાજ સાથે હળવદનાં નગારાંની જોડી પર ધ્રોળ ધણીની જૂતીઓનો ઝપાટો જમાવ્યો. રાયસંગે મ્હોં ફેરવી નાંખ્યું; એને ભ્રાંત આવી ગઇ.

'બસ, દેવીપુત્ર! બસ." સાહેબજીએ ડાબે હાથે ઇશારો કર્યો.

'જસાભાજા સલામ હાણે ત પુગા નં."

"હાણે પુગા જીએં સાહેબ!" નગારાંની જોડ ઉપાડી રણદાન ચારણ કચ્છી છાવણીમાં ચાલ્યો ગયો

* * *

માળીઆને મેદાને અનેક લોથો પડી છે. અનેક ઝખમાયલાઓ પાણી પાણી કરતા પાણી માટે ઝંખે છે. બચેલા સેનાનીઓ તરસ્યાની તૃષા છીપાવી છેલ્લા આશીર્વાદ લે છે. આ બધાની વચ્ચે એક રાજવી ને એક રાજવીર છેલ્લી ઘડીઓ ગણતા પડયા છે. રાજવીર સાહેબજી પાણી માગે છે. "બાવા ગિનો." પાણી લાવનાર બોલ્યો.

"ઝાલેકે પિયારે." સાહેબજીએ આજ્ઞા આપી. ઝાલો પાણી પીતો નથી. એની સ્થિતિ સાહેબજીના જેટલી ગંભીર નથી છતાં પણ જો વેળાસર પાણી ન પીએ તો એના રામ રમી જાય એમ છે. સાહેબજીનું અશક્ત અને વૃદ્ધ શરીર એક હાથે પ્યાલો લઇ ઝાલાના સીનાપર આવી પડે છે.

"પીઓ ઝાલા." આદેશભર્યા અવાજે સાહેબનો શાંત તથા સત્તાદર્શક સ્વર નીકળ્યો

ઝાલાએ આંખ ઉઘાડી સાહેબને નમન કીધું, પાણી પીધું.

* * *

સાહેબજીના શરીરમાંથી બહુજ લોહી વહી ગયું હતું. અશક્તિ વધતી જતી હતી એટલે એમને કચ્છી છાવણીમાં લાવવામાં આવ્યા, ત્યાં દૂરથી દેદાઓનો ડેકારો સંભળાયો. સાહેબના જીવને શાંતિ વળી ગઇ મારતે ઘોડે આવતા આમરના ભણકારા એણે સાંભળ્યા. ઘોડો થોભ્યો; આમર તંબુમાં દાખલ થયો.

'બાવા, આંઉં આમર."

"કેર, આમર?"

"જી, બાવા."

"અદાકે ખબર ડયો કે સાહેબ ઉસ્યો" અદા એટલે મેંગારજી બાવાનું સ્મરણ કરતો સાહેબજીનો આત્મા આ છેલ્લા શબ્દો સાથે પ્રભુનાં સાનિધ્યમાં પહોંચ્યો.

દેદાઓના આવી પહોંચવાથી રણ મેદાન ઝાલા શૂન્ય બન્યું. હળવદની છાવણી લૂંટાઇ પુરાઇ ગઇ. સાહેબના દેહને યોગ્ય સંસ્કાર આપી વિજયી છતાં સાહેબ વિહોણું કચ્છી સૈન્ય કચ્છ તરફ વળ્યું; દેદાઓ દેસરા બાજુ વળ્યા. ભુજમાં જ્યારે રાઓશ્રીને ખબર થયા કે સાહેબજી કામ આવ્યા ત્યારે એમના દિલને એટલો બધો આઘાત પહોંચ્યો કે થોડા દિવસ કોઇની સાથે કાંઇપણ બોલ્યાજ નહીં. છેવટે જ્યારે હળવદનાં નગારાંની જોડ આણવામાં આવી ત્યારે સ્વાભાવીક રીતેજ કચ્છનું ગૌરવ જાગૃત થતાં એટલુંજ કહ્યું કે—

"નગારા આયા પણ સાહેબ ઉસ્યા," વધારે બોલીજ ન શકયા* આ બનાવ પછી રાઓશ્રીને શરીરે અશકિત આવતી ગઇ, અને થોડાં વર્ષે સ્વર્ગ ગમન કર્યું.

હવે બીજી બાજુ ઝલા રયસંગનું શું થયું તે જોઇ લઇએ. સાહેબજીએ પીવરાવેલું પાણી એને અમૃત સમાન નીવડયું. રણ મેદાનમાં પડેલી લોથોની સાથે એ પણ અશક્તિને કારણે પડી રહ્યા પણ

---

* નગારાંની એક જોડી દરબારી નગારખાનામાં અને બીજી ભુજના જગતમંદિરમાં રાખવામાં આવી. રાઓશ્રી દેશળજીના વારામાં ઝાલારાજ રણમલજી તરફથી નગારાં મોકલી દેવાનું કહેણ આવ્યું ત્યારે રાઓશ્રી તરફથી ઉત્તર વળ્યો કે જેવી રીતે લાવવામાં આવેલ છે તેવી રીતે લઇ જાઓ. સાચા રજપૂત બચ્ચાનો ઉત્તર આવોજ હોય.

જીવ ગયો નહીં. આવી સ્થિતિ તેની થઇ રહી છે ત્યાં હીંગળાજથી પાછા વળતાં આ યુદ્ધની ખબર થતાં મકન ભારથી પોતાના અતીતો સાથે તાબડતોબ ત્યાં આવી પહોંચ્યા. તપાસ કરતાં કરતાં જુએ છે તો રાયસંગજીનો અર્ધ ચેતનવંતો દેહ અતીતોને મળી આવ્યો. ભારથીને ખબર થતાં ત્યાં આવી ઝાલાનાં શરીરપર પાણી છાંટી જાગૃત કરી તેની સુશ્રુષા ચાલુ કરી દીધી; તેને એક ડોળીમાં નંખાવી પોતાની સાથે લીધા અને હળવદને બદલે દિલ્હીનો માર્ગ લીધો. દિલ્હી પહોંચતાં સુધીમાં ઝાલાના પગ ઉપરના ઘા રૂઝાવા લાગ્યા, રૂઝાઇ ગયા. શરીર પાછું અલમસ્ત બની રહ્યું પણ પગ તો ગયા તે ગયા.

મકન ભારથીની નામના દિલ્હીમાં મોટી છે. બાદશાહના દરબારમાં એના સન્માન સારાં સચવાય છે, કારણકે ખુદ શાહને ભારથી ઉપર સંપૂર્ણ શ્રદ્ધા છે. શાહની કચેરીમાં ભારથીને વખતો-વખત જવાનું થાય છે ત્યાં ઝાલા રાયસંગને પણ તે સાથે લઇ જાય છે, પરંતુ આ રાયસંગ કોણ છે તેની કોઇને ખબર પડવા દીધી નથી. રાયસંગનું બળવાન બદન જોઇ શાહની નજર એના ઉપર ઠરતાં આવો મજબુત બાંધો આ પહેલવાને કયાં બાંધ્યો એમ એક વખત શાહ પૂછે છે ત્યારે મકન ભારથી ઉત્તર આપે છે કે-મુલ્ક કચ્છમાં, આ બંકા પહેલવાને કચ્છના પાણી પીધાં છે.

વંકા કુંવર ને વિકટ ભડ, વંકા વાડીએં વચ્છ;
વંકા કુંવર ત થીએં, જ પાણી પીએં કચ્છ.

રાયસંગજીના કૌવતનાં વખાણુ સાંભળી શાહના માનીતા પહે-લવાનની આંખમાં ઝેર વરસ્યું એણે ઝાલાનાં જોરની મશ્કરી, ઠઠ્ઠા કરી. ઝાલાથી જીરવાયું નહીં, એટલે તેણે શાહી પહેલવાન એકામલને ત્યાંને ત્યાંજ પડકાર્યો. સારી કચેરી સ્તબ્ધ બની ગઇ. એકામલના મનમાં એમ જે આ ટાંટીઆ વગરનો ટંગ-ડનાથ બાવા અતિતો ભેળો ફરી ફરી ખાઇ પી અલમસ્ત બની ફોકટનું દીલ ખડકી બેઠો છે. બાકી માંહેથી તો રૂની મલ્લી જેવો પોલો ભમ હશે એટલે તેને પળવારમાં દબાવી દઇ બાદશાહને બતાવી આપીશ કે દિલ્હીની શહેનશાહતમાં એકામલ તો એકજ છે. પરંતુ ભાવિએ એને ભૂલાવ્યો. બન્ને મહારથીઓ જોતજોતામાં એકબીજાને બાઝયા. એક હતો અતિતના વેષમાં જેરાતા જોગીડા જેવો, બીજો હતો બાદશાહીની નોક જાળવનાર કલગીવાળો પડછંદ પહેલવાન મલ્લોનો મલ્લ. શાહી પહેલવાન બાઝનાં તો બાઝયો પણ ઝાલાની બાથની ભીસમાં એવો તો ભીસાઇ ગયો, પીસાઇ ગયો કે ઝાલાની માફી માગે ત્યાર પહેલાં તો "સાહેબ ગુરૂ" ના નામોચ્ચારની સાથે અતિત પહેલવાને તેને ઉપાડીને જમીન પર એવા જોરથી પટકયો કે મલ્લરાજના પ્રાણ ત્યાંને ત્યાંજ શાહની કચેરીને છેલ્લા સલામ ભરી ગયા, અને મલ્લમારૂ ટંગડનાથનાં હાથનો પંજો એવાં જોરથી દીવાનખાનાની દીવાલપર પડયો કે દીવાલનો પત્થર સુધ્ધાં ચુસી ગયો, ખસી ગયો. કચેરીમાં હાહાકાર વર્તી રહ્યો. એકો-મલની દુર્દશા જોઇ કેમ જાણે દિલ્હીની શહેનશાહતને ઝાંખપ લાગી ગઇ હોય નહીં તેવી ઝાંખપની ઝાંઇ બાદશાહનાં ચહેરાપર ફરી વળી.

"ભારથીજી ! આપકા પહેલવાન અતીત હે ?"

"જી નહીં જહાંપનાહ. હમારા પહેલવાન મુલ્કે ઝાલાવાડકી રીયાસતે હલવદકા માલીક હૈ."

ભારથીજીએ સચી વાત કરી દીધી. પોતાનો પહેલવાન એક રાજાના હાથે માર્યો ગયો એટલું જાણી બાદશાહને કૈંક સંતોષ થયો. શાહે વધારે પૂછપરછ કરતાં મકન ભારથીએ રાયસંગજીપર વીતેલી બધી વાત તેને સંભળાવી દીધી. આ વખતે ગુજરાતના સુલતાન મુઝફ્ફર સામે દિલ્હીથી શાહી સરદાર ખાનખાનાનને મોકલવાનું નક્કી થયું હતું એટલે ખાનખાનાનની સાથે ઝાલો રાયસંગજી પણ દિલ્હીમાં બે વર્ષ ગાળ્યા બાદ ગુજરાત તરફ રવાના થયા અને ત્યાંથી હળવદ આવી પહોંચ્યા.

રાયસિંહજી હયાત છે અને દિલ્હીમાં વસે છે એ વાત અત્યાર-સુધી હળવદમાં કોઇ જાણતુંજ નહોતું. માળીઆનાં રમખાણ બાદ હળવદમાં એવા સમાચાર પહોંચ્યા હતા કે રાયસંગજી માર્યા ગયા. આ ખબર સાંભળી ઝલ્લારાજની રાણીઓએ રીતસર ચૂડાકર્મ કરી નાખ્યું હતું, રાજમાં શોક પળાઇ ગયો હતો, અને રાયસંગજી હતા ન હતા થઇ ગયા હતા. પરંતુ બે વર્ષ બાદ જ્યારે ઝાલો હળવદ મુકામે પાછા આવ્યા ત્યારે રૈયતની અજાયબીનો પાર રહ્યો નહીં રૈયત રાજી થઇ પરંતુ રાણીઓની સ્થિતિ કફોડી થઇ પડી. એઓ તો ચૂડાકર્મ કરી વૈધવ્ય દશા ભોગવી રહી હતી ત્યારે હવે કરવું શું ? શું ફરી પાછા સધવાના શણગાર સજવા ને ઝાલાના મ્હેલમાં

મ્હાલવું ? નહીં નહીં. રાજપૂતાણીનો ચૂડો તો એકજવાર ભાંગે છે. બધી રાણીઓએ વૈધવ્ય ભોગવવાનું પસંદ કર્યું, ઝાલા સાથે સંસાર માંડવાનું નહીં. રાણીઓનો આ નિશ્ચય સાંભળી રાયસંગજીથી બોલી જવાયું—

"સાહેબ ગુરૂ! આજે હું ખરેખર જીવતે મુઓ. ગુરૂ વચન મિથ્યા થાય નહીં."

રાયસંગજીની આ દશા જોયા પછી માત્ર એકજ રાણીને-ચાવડી બાઇને-ધણી પર દયા આવી અને તેની સાથે આવી વસી; બીજી બધી અડગ રહી.

રાયસંગજી હળવદમાં પાછા આવી ગયા છે અને પોતાની ધાક આજુબાજુ પાછી બેસાડવા લાગ્યા છે. આ હકીકતના ખબર મચ્છુકાંઠે દેદાઓને થયા. સાહેબજીની મદદે વેળાસર નહીં પહોંચવાથી માળીઆને મેદાને બનેલા બનાવને પરિણામે દેદાઓના દિલમાં દાગ લાગી ગયો હતો એટલે હવે તેઓ સાહેબનું વેર વાળી કચ્છનું કરજ ઉતારવા કટિબદ્ધ થયા. રાયસંગને પણ આટલુંજ જોઇતું હતું. બન્ને પક્ષો અટકયા, ખટકયા, અને હળવદથી દશેક ગાઉ દૂર આવેલાં ધાટીલા * મુકામે થયેલાં ધીંગાણાંમાં દેદાઓને હાથે ઝાલો રાયસંગ સાહેબ ગુરૂનું સ્મરણ કરતો રામ શરણ થયો. શિષ્યનો આત્મા ગુરૂના આત્મામાં વિલીન થઇ ગયો.

---

* કચ્છનાં ન્હાનાં રણને કાંઠે આવેલાં આ ધાટીલા નામક ગામડાં પાસે કપ્તાન મૅકમર્ડો જ્યારે છાવણી નાંખી પડયો હતો ત્યારે તેની છાવણી લૂંટાઇ ગઇ હતી અને પોતે પણ માંડ બચ્યો હતો.

# યોગી.

કચ્છમાં યોગીઓનો પ્રભાવ એક કાળે બહુજ ઘણો. આજે સાપ ગયા ને લીસોટા રહ્યા જેવી સ્થિતિ છે. યોગીરાજોને રાજાઓ માને, જાગીરદારો ને ગરાસીઆઓ સન્માને. સેવાધર્મનાં સ્થાન સમા એ યોગીઓનાં ધામો જનતાની સેવા અનેક રીતે કર્યા કરે. ભૂખ્યાંને અન્ન, તરસ્યાંને પાણી, દુઃખીયાંને દિલાસો ને સુખીયાંને વાણીદ્વારા સારાંયે રૈયતના સંતાપ એ યોગીઓ ટાળે. ખીચડો રંધાય તો ખીચડો અને રોટલા ટાણે રોટલો યોગીરાજના અક્ષય પાત્રમાંથી કૈંકની ભૂખ ભાંગી નાંખે. પોતે ભલે ભૂખ્યા સદા રહેતા હોય કે દૂધાહારી હોય પણ રાંકની રાડ યોગીઓને સાંભળેજ છુટકો. આવા એક દૂધાહારી યોગીની બલીહારી કચ્છનાં અંજાર ગામે દીઠી. ભૂજ, માંડવી, મુન્દ્રા એ બધાં આજ કાલનાં કહેવાય. જૂનું ગામ તો અંજારજ. અંજારને પાદરે ઝાડોના ઝુંડ, પાતાળીઆ કુંડ ને સતત્ વહેતી પાણીની નીકો. અંજાર એટલે કચ્છની નીલી નાગરવેલ.

યોગી ભગવાનાથનાં દર્શન કરી અંજારીઆં પાવન થાય, અને સપરમા દિવસોમાં ગામગામના લોકો હાલના અજ્યપાળનાં સ્થાનની

સમીપમાં ભગવાનાથ સમી મહાન વિભૂતિઓ સમક્ષ શિર ઝુકાવી ભવની ભાવઠ ભાંગી નાંખે. આજ દિનપર્યંત અજયપાળની આસપાસ અંજારના જે મોટા મોટા મેળા મલાખા ભરાવાનો રિવાજ ચાલુ છે તે ભગવાનાથ સમા યોગીરાજોને પ્રતાપેજ સમજવો.

નાથની તપશ્ચર્યા સમાપ્ત થતાં ગુરૂનો આદેશ મળ્યો કે "શિષ્ય ભગવાગર! તુમારા કામ સોરઠમેં હૈ." ગુરૂ વચન શિરપર ચઢાવી અંજારને આશીર્વાદ આપી સંવત ૧૩૨૦ લગભગ ભગવાન ભગવાનાથે સોરઠ ભણી પ્રયાણ કર્યું.

કરે ગગનસેં ગાલીઉં, ખાંધે ખણે અભ્ભ;
સે ગિરનારી જભ્ભલું, ડિનાં નોંઘણુકે રભ્ભ.

જે ગિરિવર આકાશથી વાતો કરી રહ્યો છે, અને જેના સ્કંધ પ્રદેશપર વાદળાં વીસામા લે છે, તે ગિરનાર પર્વતના પહાડી પ્રદેશનું સ્વામીત્વ પ્રભુએ રા' નોંઘણને તે સમયે આપ્યું હતું.

આયો નાથ હિન મુલકમેં, નિકર્યાં ધૂણી ધૂપ;
અણુજ બુજે ન બુજકે, પણ હિકડો નોંઘણ ભૂપ.

રા' નોંઘણની નવાઇમાં મહાત્મા ભગવાનાથે એક એકાંત સ્થાને ધૂણી ધુખાવી અડંગા લગાવ્યા, પરંતુ ધૂણીના ધુપનો મહીમા આસપાસ વસનારા અણુજ લોકો જાણી શકયા નહીં. આવા યોગીરાજ સરીખા બુજ (જ્ઞાની) પુરૂષનાં મૂલ નોંઘણ સરીખો ભૂપજ મૂલવી

શકે. ગામડીઆ થયા ભેળા અને બાવાની સતામણી થઈ ચાલૂ જ્યાં સુધી નાથને મૌન વૃત્ત હતું ત્યાંસુધી તો ગિરનાર બોલે તો નાથ બોલે એવું અડગ વૃત્ત ચાલૂ રહ્યું. ગામડીઆઓની સતામણી સહી લીધી પરંતુ જ્યારે વૃત્તકાળ વીતી ગયો ત્યારે અણુજ ગ્રામ્ય જનતાની અતિશય અજાયબી વચ્ચે શાંતધીરનાથજી ધખધખતી ધુણીનો અગ્નિ ઝોળીમાં પધરાવી રા'ની રાજધાનીને પંથે પળ્યા. બાવોજી આગળ ચાલ્યા જાય છે અને ભયભીત થયેલા સોરઠીઆઓનાં ટોળાંનો પ્રવાહ આ પ્રતાપી પુરૂષની પાછળ પાણીનાં પૂરની જેમ વહ્યો આવે છે. આ બનાવના સમાચાર રા'ને થતાં તેનાં શ્રદ્ધાળુ હૃદયને આઘાત પહોંચ્યો. એકદમ ભરી સ્વારી ને સામા ચાલી નાથને સન્માની જોગંદરના પાય આગળ જૂનાંણાના ધણીએ શીશ નામી દીધું.

"કલ્યાણુમ્ અસ્તુ! કલ્યાણુમ્ અસ્તુ!"

કુચ્છના નાથે સોરઠના નાથને આશીર્વાદ આપી ઉભો કર્યો. રા'એ યોગીરાજની ક્ષમા ચાહી અને સોરઠમાં વસવા વિનંતિ કરી. ભગવાનાથે રા'નું હૃદય વાંચ્યું ને વંથળી ગામથી અઢીક ગાઉને અંતરે એક રમ્ય સ્થાને ઝોળી ઢાલવી કે એજ અગ્નિ દેવતાનો પ્રકાશ ભાળી સોરઠીઆઓએ નાથના નામનો જય ધ્વનિ બોલાવી સોરઠી ગગનને ગજાવી મૂક્યું. ભગવાન્ ભગવાનાથની ધૂણી એ દિવસથી આજ દિવસ સુધી નાથ પંથના સેવા ધર્મ પર પ્રકાશ પાડી રહી છે.

આ અદ્ભૂત બનાવના ખબર જેમ જેમ ફેલાતા ગયા તેમ તેમ એ મહા પુરૂષનાં તથા એ મહા ધુણીનાં દર્શને સારોયે સોરઠ પ્રદેશ ઉથલી પડયો.

સ્થળ મહીમા દિવસાનુ દિવસ વધતો ગયો. શંકર ભકત ભગવાનાથની ઇચ્છા થતાં યોગેશ્વર મહાદેવનું જે મંદિર ત્યાં બંધાયું તે આજે ત્રિનેત્ર કિંવા તરણેતરનાં શિવાલય તરીકે ઓળખાય છે. મંદિરની સ્થાપના થયા બાદ મઠની સ્થાપના પણ થઇ ગઇ અને જન સેવાના માનવ ધર્મનો સ્વીકાર શ્રદ્ધાળુ સોરઠવાસીઓએ કરી લીધો.

એ રમણિય સ્થાન સમીપ ધીમે ધીમે લોકોનો વસવાટ થવા લાગતાં ત્યાં એક ગામડું વસી રહ્યું આસપાસની વૃક્ષ ઘટાઓમાંથી સંભળાતા કોયલડીના આહ્લાદક ટહૂકારાને કારણે એ ગામ કોયલડી કે કોયલી તરીકે જનતાની જીભે ચઢીબેઠું. ભગવાનાથના શિષ્યોએ પણ ગુરૂપ્રતાપે ગુરૂ મહીમા દીર્ઘ કાળપર્યંત જાળવી રાખ્યો, અને કોયલીના મહંતો જીવનની પવિત્રતા તથા પરોપકારના સતકાર્ય માટે નામના મેળવતા ગયા. મુસલ્લમાની સત્તાના સમયમાં મહંત તુલસીદાસજીની જનસેવાથી પરમ સંતોષ પામી એ સમયના શાહી ફોજદારે કોયલી ગામ મહંતશ્રીને જાગીરમાં આપી દીધું. દુઃખીઆંને દિલાસો ને દુકાળીઆંને અન્નદાન એ તો આ મહંતોનો જીવનમંત્ર હોવાથી ઓગણોતેરા (સં. ૧૮૬૯) કાળ દુકાળ વેળા મહંત કૃપાલગરજીએ અનેક નિરાધારોને બચાવી લીધાં. વળી સંવત ૧૮૮૭ માં જુનાગઢના બાબી નવાબ બહાદૂરખાનજીને એ

સમયના મહંતશ્રી દામોદર ગરજીના પરચા પડતાં નવાબસાહેબ કોયલીના નાથ પર અડગ શ્રદ્ધા રાખવા લાગ્યા એક સમયે નાથનાં દર્શને નવાબસાહેબ કોયલી મુકામે પધાર્યાં ત્યારે બોડકું અને રંગપુર ગામો ગુરૂજીને ચરણે ધર્યાં અને એઓશ્રીના માનાર્થે હાથી પાલખી ને મસાલચી આપી મહંતજીનો માન મર્તબો બહુ બહુ વધારી દીધો.

કચ્છમાંથી સોરઠવાસી થયેલા આ મહંતજીઓને સ્વાભાવીક રીતેજ ઘોડાં પાળવાનો શોખ બહુજ ઘણો. ઘોડીઓ એવી ઉંચી તુખમની ઉછેરે કે કાઠીઓ દાંત કરડે ને કાનમાં આંગળાં ઘાલે. યોગી ભગવાનાથનાં સોરઠ ગમન પછી કચ્છમાંથી નાથ જોગીઓ અવારનવાર કાઠિયાવાડમાં આવતાજ ગયા. જામ રાવળને જ્યારે હમીરજીસું દગો રમ્યા બાદ રાઓ ખેંગાર પાસે હટી જવું પડવું અને કચ્છ છોડવું પડયું ત્યારે અંજારના અજેપાળના જોગીઓ પૈકી નેપાલગર નામક જોગીરાજે જાડેજા રાવળ જામનું માન રાખી સોરઠમાં નવાનગર ઉપરાંત ભાવનગર ધ્રોળ અને ધ્રાંગધ્રાં ધામોમાં પણ નાથપંથના મઠોની સ્થાપના કરી દીધી.

સંવત ૧૮૬૭ માં ગાયકવાડ સરકારના દીવાન વિઠ્ઠલજી દેવજી તરફથી ભગવાગર સ્થાપીત ત્રિનેત્ર યાને તરણેતર મહાદેવના શિવાલયનું સમારકામ કરાવવામાં આવ્યું હતું અને આજે પણ છસેં છસેં વર્ષનાં વ્હાણાં વાયા છતાં એજ શિવાલયમાં શંકરની આરતી ટાણે શ્રદ્ધાળુ સેવકોને મુખે કચ્છના યોગી ભગવાનાથના નામનો જયધ્વનિ ગાજી રહે છે.

ભગવાન્ ભગવાનાથકી જય!!!
દાદા ભગવાનાથકી જય!!!

# લીલાંજીબા.

લીમડા ગામાં દરબારી ખોરડાંની ડેલીએ ડાયરો જામી પડયો હતો; ડેલીનાં દ્વારની બહાર ચોકીદારો ચોકી કરી રહ્યા હતા; ડેલી પાસેથી કોણ પસાર થાય છે તેની તકેદારી બરાબર રાખવામાં આવતી હતી અને ઓળખીતા આદમી સિવાય અન્ય કોઇ એ ડેલીને ઉંબરે પગ મૂકવાની હિમ્મત પણ કરી શકતું નહોતું.

ડાયરામાં વાત ચાલી.

“સેજક બાપૂ! આમને આમ તે કચ્છમાં હવે કેટલા દહાડા કાઢશું? મારો જીવ આ ભુજમાં જરાયે બેસતો નથી.”

“જો એમ હોય તો ઉઠી પડો સોરઠમાં.” સેજકજીએ બોલનારની જીભ બંધ કરી દીધી.

“રણમલજી ખરી વાત કહે છે બાપૂ. કચ્છમાં પડયા રહી આ રીતે કટાઇ જવું તેના કરતાં ધીંગાણું કરી દુશ્મનને હાથે કપાઇ મરવું ભલું બા.” એક બીજા ગોહેલ રજપૂતનાં પેટનું પાણી ઉછળ્યું.

"ઠીક. ત્યારે તો રાણાજી, તમે પણ પૂરાવો સાથ રણમલજીને ને કરો ધીંગાણાં" સેજકજીએ આ બીજા ગોહિલને ટાઢો કર્યો, ત્યાં ત્રીજો બોલ્યો.

"બાપૂ, આમ બેઠા રાખશો તે કેમ પાલવશે? વખત જેમ જાય છે તેમ દુશ્મન બળુકો બનતો જાય છે. જોજો ક્યાંઇ ભૂજનાં પાણી ભારે ન પડી જાય."

"તો તમે પણ હળવાં કરી આવો ભા." ટાઢે કોઠે આ ત્રીજાને પણ સેજકજીએ શાંત કરી દીધો. ડાયરામાં શાંતિ પ્રસરી રહી. સેજકજીના પેટમાં શું વાત છે તે કોઇ જાણતું નથી, અને કોઇ પૂછે તેને પાછું પડવું પડે એટલે સૌ કોઈ મૌન ધરી બેઠા એટલે તેણે સૌને સામટો જવાબ વાળ્યો—

"જુઓ ભાઇઓ, એમ મૂંઝાણે તો મસાણ ભેગું પણ નથી થવાતું. તમને જુવાનીઆઓને આજુણી વાતું સાંભરે એટલે લોહી ઉછળે પણ અમે તો એવી કૈંક કાળી ધોળી જોઈ નાંખી એટલે કટાણે જીવ ઉકાળા કરવા અમને કેમ પાલવે? ઉતાવળે કુચાળા તો ઓછાજ ભરાય છે. તમારા દિલ દાઝી રહ્યાં છે તેના કરતાં મારા મનની હોળીઓ અદકેરી બળે છે બા; બાકી તીર ને તરાર તો તક આવે ભલાં."

સેજકજીના શબ્દોએ ડાયરાના મોટા ભાગ ઉપર સારી અસર કરી પણ રણમલ જેવા જુવાનો એમ ક્યાં સમજે એવા હતા. એનાથી રહેવાયું નહીં એટલે બીજો પાસો ફેંક્યો—

"સેજક બાપૂ કહે છે તે ખરૂં હશે પણ હવે મારૂં માનો તો આપણે બધા સાથે મળી રા' બાવા પાસે જઇએ અને ચોખ્ખી વાત કરી દઇએ કે બાવા! આ ભૂજના વાયરા હવે અમારાથી સહેવાતા નથી. કાં અમને મદદ આપો અને કાં અમને અમારૂં ધાર્યું કરી લેવા દ્યો. બોલો બેલીડા, શું વિચાર છે સૌનો?"

"બેસો, રણમલજી બેસો. જરા મારી વાત વધારે સાંભળી લ્યો અને પછી આવડા અધીરા બનો. શું તમે એમ માનો છો કે રા' બાવાને કાને વાત નાંખવામાં અમે કશીયે કચાસ રાખી છે? કે શું બાવો હાથ પગ જોડી બેસી રહ્યા છે અને આપણા માટે કાંઇપણ પેરવી કરતા નથી? જો એમ માનતા હો તો તમારી મોટી ભૂલ થાય છે. કચ્છના જાસૂસો ક્યારનાયે આપણા મુલકમાં પહોંચી ગયા છે. જોઇતી બાતમી રા' બાવાને બરાબર મળતી રહે છે. ખાનગી ખબરૂંની તે તમ પાસે કેટલીક વાતું કરૂં? સીહોરનું ચલીઉં પણ કયાં ઉડે છે તેનાયે વાવડ ભુજના દરબારમાં પહોંચી જાય છે. માટે આકળા થાઓ માં, ને ટાણાં ઉપર તૈયાર રહેજો એટલે જાણે બસ.' સેજકજીના શબ્દોએ.ડાયરાને હૈયા ધારણ આપી દીધી. સારાયે ડાયરાનો રંગ બદલી ગયો અને 'ભલે બાપુ, ભલે બાપુ' બોલતા રાણીઆ રબારીએ કસુંબાનો અમલ ચાલુ કરી દીધો.

* * *

અત્રે હવે ડાયરાને અમલના અનુરાગમાં અમન ચમન કરતો મૂકી આ ગોહિલ મંડળી કચ્છમાં શી રીતે આવી ચઢી તે વિષય પરનો પડદો ઉપાડી લઇએ. વાત એમ હતી કે—

રા' ભારા જી વારમેં, ગોયલ મિડયા ખુવાર;
સીહોર મિંઝાનું સટકી, ખાધઇ કચ્છ જુવાર.

* * *

ખાધઇ કચ્છ જુવાર, ગુવાર પણ કચ્છી ખાસો;
રા' ભારા જે રાજમેં, ડિનો સીહોરકે પાસો.

* * *

હરભમ ગોહિલ રાજજો, અખેરાજ કુમાર;
હથ્થ ઝલે ભારો વડો, જાડેજો સિલધાર.

* * *

જાડેજો સિલધાર, ભૂપત કચ્છ ધરા મથા;
ડિનિ ગોયલ કે આસ, સુણઇ આઇ આશાપુરા

* * *

ત્યારે કચ્છમાં રાઓશ્રી ભારમલ્લજી પહેલાનું રાજ હતું વડા ખેંગારજી બાવાના આ દીકરાની દોઢીએ નવ નવ તો રણમોહોલ જેમાં નવ નવ રાણીઓ વસે અને એ નવ રાણીઓમાં સીહોરવાળાં ગોહિલ બાશ્રી લીલાંજીઆનાં માનની તો અવધી રા'ના રણવાસમાં સીહોરવાળા બાઇને લીધે આનંદ મંગળ વર્ત્તી રહેતો લીલાંબા પટ-રાણી નહોતાં છતાંપણ પટરાણી જીવુબા વાઘેલી પણ લીલાંબાનો બોલ ન ઉથાપે તો પછી રા' ભારાના ભાર શા કે ગોહિલાણીનો બોલ ના ઝીલાય? લીલાંબા ને વાઘેલીબા કેમ જાણે એકજ હોયની



મહારાઓશ્રી દેશળજી (બીજા) નો દરબાર.

એવો તો બન્નેમાં મેળ. દેહ જુદા પણ દિલડાં એક એવો તો બન્ને વચ્ચે પ્રેમ. પરિણામે લીલાંબાને પ્રતાપે રા' ભારાનો ઘરસંસાર સુખી હતો કારણકે શોકય સંતાપની જવાળાઓ એના રણવાસમાં નહોતી ઝળતી. ગોહિલ વીસાજી સ્થાપીત સીહોરની ગાદીએ તેના પૌત્ર રતનજી ગોહિલ આવ્યા, જેણે પોતાની કુંવરી લીલાંજીબાનું સગપણ ભૂજના રાજકુમાર ભારમલ્લજી વેરે કરી ભારે ધામધુમથી ભૂજ ખાતે લગ્ન પ્રસંગ ઉજવ્યો. આ લીલાંજીબાના બંધુ હરભમજી એમના પિતાશ્રી રતનજીના સ્વર્ગવાસ બાદ સીહોરની ગાદીએ આવ્યા, પરંતુ માત્ર બે વર્ષ થયાં ન થયાં ત્યાં તો સંવત સોળસેં છઠોતેરે (સં. ૧૬૭૮) હરભમજીએ પણ દેહ છોડયો અને સીહોરની ગાદી માટે ગોહિલોમાં ગુંચવાડો ઉભો થયો.

હરભમ ગોહિલ અખેરાજજી નામનો બાળ કુંવર મૂકી ગયો પણ છોકરાંથી કાંઇ છાસ પીવાય છે. એ નિર્બળ બાળકનો સાથ કોણ કરે? "ઓળખ્યો એ અમાને." હરભમના ભાઇ ગોવિંદ ગોહિલે ભત્રીજા સામે તાગડો રચ્યો. ગોવિંદ કાકાએ રૂપેરી ને સોનેરી ગલોલીઓનો મારો એવો ચલાવ્યો કે બાળા રાજાનો પક્ષ ગળી ગયો, નિર્બળ બન્યો. ગોવિંદજી ગોહિલ રક્ષક ટળી રાજગાદીનો ભક્ષક બન્યો. અખેરાજની આણ ઉડી ગઇ; ગોવિંદનાં ગીત ગવાવા માંડયાં.

આ વાતના ખબર ભૂજ ખાતે થતાં લીલાંબાના દરબારમાં શોકનાં વાદળ વધારે ઘેરાયાં. ભાઇ હરભમનો સોગ લીલાંબેન પાળી

રહ્યાં હતાં ત્યાં ભત્રીજાપર પડેલી આફતથી ફુઇબાની દિલગીરીનો પાર રહયો નહીં.

"મારાં ભાભીશ્રીએ બીજું કાંઇ કહેવરાવ્યું છે?" બાની વડારણે સીહોરથી આવેલા અસ્વારને પૂછ્યું.

"હા, બીજું ઇ જે અખેરાજને હવે તમારા સિવાય બીજાં કોઇનો આશરો નથી."

પાડદા પાછળથી આ જવાબ બાએ સાંભળ્યો.

બાના સવાલો વડારણ પૂછતી આવે છે, સીહોરનો વિશ્વાસુ હજુરી જવાબ દેતો આવે છે.

"અખેરાજજીને સીહોરમાં રાખવા એ સલામતી ભરેલું છે?"

"મારા રવાના થવા સૂધી તો વાત કાંઇ વધારે વિફરી નહોતી પણ પાછળથી જે બન્યું હોય તે ખરૂં. રાજનાં કામ છે એટલે વિશ્વાસ તે કોના ઉપર મુકાય બા? તેમાં પણ આ તો વળી ગોવિંદ કાકો."

"હા; મારૂં માનવું પણ એવુંજ છે. માટે તું અહીંથી એકદમ વયો જા અને મારાં ભાભીજીને કહે કે સીહોરમાં સલામતી ન હોય તો ભુજ ભેળાં થઇ જાઓ. અખેરાજજી હશે તો સૌ સારા વાના થઇ રહેશે. જેટલાં વિશ્વાસુ માણસ હોય તેટલાંને આ બાજુ

એક યા બીજે બ્હાને રવાના કરી દ્યો; અને તમે પોતે પણ અખે-રાજજીની સાથે આંહી આવી જાઓ."

"તમારૂં કહેવું બરાબર છે બા. શિર સલામત તો પઘડીઆં બોત." હજુરીએ બાની વાત સ્વીકારી.

"એકવાર અખેરાજને આંહી આવી જવા દ્યો અને પછી જોઇ લ્યો કે સીહોર મહારાજ રતનજી ગોહિલની દીકરી સીહોરનાં રાજનીજ પાઘડી ભત્રીજાના માથાંપર મૂકે છે કે નહીં. મારો અખેરાજ આ બાજુ આવી જાય પછી જોઉં છું કે કાકો કેવાંક રાજ ભોગવે છે."

"ઘણી ખમાં બાને. તમારા શબ્દે શબ્દ મોટાંબાને કહીશ, બીજું કાંઇ બા!"

"તું તૈયાર થા એટલે તને બે ચીજ મોકલાવીશ. એક વીંટી ને બીજી કટારી. બન્નેને જીવની પેઠે જાળવજે. કુંવર અખેરાજને આ તર્ફ આવતાં રસ્તામાં કયાંય નાણાની જરૂર પડે તો તે રાજમાં એ વીંટી બતાવતાં પૈસાના ભીડ ભાંગી જશે."

"અને કટારી?"

"રસ્તામાં કયાંય જોખમ જેવું જણાય તો એ કટારી. જો એ કટારી આવી હશે."

"કુચ્છ કટાર" બાશ્રીએ મોકલાવેલી કટારી ઉપર હજુરીએ શબ્દો વાંચ્યા.

"હા, એ શબ્દો હશે. કચ્છ કટાર બતાવશો ત્યાં નિર્ભય બની જશો."

"ઘણી ખમાં બાને. ત્યારે હવે જાઉં ?"

"હા, જા; અને મારી ઇચ્છાનો અમલ તુરત થાય તેમ કરી દે."

"ઘણુ જીવો લીલાંજીબા."

* * *

રામજી હજુરી મારતે ઘોડે ભુજ છોડી સીહોરને પંથે પડયો. ત્યારે હજી ભાવનગર ન્હોતું; ભાવનગરનું નામ નિશાને ન્હોતું. સીહોરની સીમમાં ઓળખીતાને ત્યાં ઉતારો કરી રાત થતાં અખેરાજજીના દરબારમાં પહોંચ્યો, ને સીધો રાજમાતા અણોજીબા પાસે ગયો. એક ઓરડામાં બા બેઠાં છે અને ઓરડાની બહાર ઉંબર પાસે રામુ હજુરી બેઠો છે.

"રામુ, શું ખબર લાવ્યો ?" રાજમાતાએ વાત ઉચારી.

"ખબર સારા, વખત પ્રમાણે."

"કુંઇબાની તબિયત સારી ?"

"બીચારાં તમારૂંજ નામ જપી રહ્યાં છે."

"એના વિના હવે આપણું કોણ છે ?" બાએ નિશ્વાસ મૂકયો.

"એક બારણું તો ઇશ્વર પણ ઉઘાડું રાખે." રામુએ બાની વાત ઝીલી.

"આંહીની તો તને શી ખબર હોય?"

"ના બા; મારા ગયા પછીની નવી જુની કાંઈ જાણતો નથી."

"લે ત્યારે સાંભળ. બાજી સાવ કથળી ગઇ છે, અને જોખમ વધતું જાય છે."

"કોણે કહ્યું બા?"

"મોકલજીએ."

"મોકલજી તો કાકાના પક્ષમાં ભળી ગયા છે નાં?"

"બહારના દેખાવમાં એમ બન્યું છે ખરૂં, પણ અંદરખાનેથી આપણાજ છે."

"ભલા! એટલાં પણ ધન ભાગ્ય. બીજું કાંઇ બા?"

"બીજું એમ જે મારૂં તો જે થવાનું હશે તે થશે પણ અખુભાને........" માની આંખો ઝળઝળી.

"સમજ્યો, સંધુંએ સમજ્યો. એ વાતની હવે ચિંતા ફિકર મ કરો. ભૂજનો રા' આપણે પડખે છે. લીલાંબાને પણ એજ ચિંતા થયાં કરે છે એટલે એમણે કહેવરાવ્યું છે જે પહેલી તકે ભૂજ ભણી આવી જાઓ, પછી બધુંયે જોઇ લેશું."

'શું તું ખરૂં કહે છે? તારી વાત સાંભળી મારાં ખોળી-આંમાં નવો જીવ આવે છે."

"અરે એટલુંજ નહીં પણ રતનજી ગોહિલની દીકરી હોઉં તો ગાદીની પાઘડી અખૂભાને માથેજ પહેરાવું એમ પણ કહ્યું, આંહીથી કચ્છ જતાં રસ્તાની ચિંતા ફિકર પણ ટાળી નાંખી છે. એકવાર આંહીથી છુટો એટલે પછી કચ્છ છે ને સિહોર છે. ગોવિંદજી જેવા તો કૈકને રા' ભારો ચપટીમાં ચોળી નાંખે એમ છે."

"હાસ! ફુઇબાની હું ભવોભવની ઓશીંગણ થઇને રહીશ. એક કામ કર; પ્રાગને કહીએ પરોઢીઆં પહેલાં મોકલજીને મોકલી દેજે."

"બહુ સારૂં બા. રાતનાં સુખે સુવાનું પણ ન મળે ત્યાં કોણ રહે માજી?

બીજી કાંઇ તૈયારી કરી રાખું બા?"

"હા એટલીજ જે તારાથી બને એટલાં ઘોડાં સીમમાં તૈયાર રખાવજે. બાકી તો મોકલજી આવે એટલે ભૂજના સમાચાર આપી ચોક્કસ વાત ખીલે બંધાય."

બહારની ઓસરીમાં આવતાં રામું જરા વિચાર કરતો ઉભો છે ત્યાં પ્રાગનો અવાજ હળવેથી સંભળાયો.

"કોણ રામું?"

"હા, ભાઇ પ્રાગ."

બન્ને ભાઈઓ હેતથી મળ્યા, ભેટયા. પ્રાગે બધીયે વાત રામુંને સંભળાવી અને જે દિ જાય છે તેમાં જોખમ વધતું જાય છે એમ પણ કહી દીધું.

"આપણા કટકે કટકા થઇ જાય તેમાં વાંધો નથી પણ અખુભા સીહોરની નવાઇમાંથી નીકળી જાય તો જગ જીત્યા."

"જો ભગવાન. બધુંયે ઠીક થઇ જશે પણ એક કામ કર. માજીની ઇચ્છા મોકલજી સાથે વાત કરવાની છે માટે રાતોરાત મળી એમ એને જણાવી દે." પ્રાગે માજીનો સંદેશો આપી દીધો.

"હમણાંજ મોકલ બાપુને હાજર કરી દઉં. એણે તો આ ટાણે ભલી ભજવી છે ભા. એના વડે તો કાકાની બાજી ઉંધી વળી જશે."

મધરાત વીતી જતાં મોકલજી આવે છે.

"બા, અટાણે બોલાવ્યો?"

"કુચ્છના સમાચાર આપવા છે. ફુઇબાએ ભૂજનો માર્ગ બતાવ્યો છે, અને ભત્રીજાને સીહોરનાં રાજની પાઘડી પહેરાવવાનાં પાણી લીધાં છે, પણ આંહીથી છટકાય કેમ?"

"મારા મનની મૂંઝવણ ટળી ગઇ મા. આંહીથી સટકીને રહેવું કયાં? એ વિચારમાં મારૂં મન મુંઝાયા કરતું હતું, પણ

તેનો તોડ નીકળી ગયો એટલે હવે ગોવંદ કાકો પણ ભલે જોઇ લે. માજી, જરાય ચિંતા ફિકર મ કરો. અખુભાની જીંદગી કેટલી જોખમમાં છે તે હું સારી પેઠે જાણું છું અને કાકો એની કળા વાપરી શકે ત્યાર પહેલાં કચ્છનાં ઝાડનાં કયારનાયે આવી ગયા હશે. ખેલી લે તારી બાજી, ગોવિંદા! ખેલી લે."

"જરા ધીમે, મોકલજી! જરા ધીમે. વાયે વાત સંચરી જાય. મને તો ઠીક, પણ અખુભાને કચ્છમાં ઉકારી દો એટલે બસ."

"જો જોગમાયા. તમારી સાથે મારો પણ બધોયે સાથ કચ્છમાં આવી બેસશે પછી કાંઇ."

"પછી તો જે થવાનું હશે તેજ થશે, પણ આંહીથી છુટવાની શી તદબીર કરી છે તે કહો એટલે તે પ્રમાણે તૈયારીમાં રહેવાય."

"જુઓ મા, મોટા દરવાજા ઉપર બધાયને ફોડી રાખ્યા છે ગોવંદ કાકે મને સોનાં રૂપાથી નવાજી નાંખ્યો ને હજી પણ નવાજતા જાય છે, એ બધું સોનું રૂપું આપણા કામમાં વપરાતું જાય છે. વળી આવાં સારા કામમાં સાથ કોણ ન પૂરાવે? સૌને એમ છે જે અમારો ખરો ધણી આફતમાંથી બચે તો સારૂં."

"ને મારા દર દાગીના વાપરી નાંખોને. મારે એ હવે શા કામના છે?"

"જરૂર જણાશે તો તેમ પણ કરશું. અત્યારે એ બધું સાથે સાટવી લેવાની વેતરણમાં રહો. એ દિવસ પછી ગોવિંદજી બહાર ગામ જવાના છે એટલે એ તકનો લાભ લઇ રાતોરાત આપણે અહીંથી સરકી જવાનું છે. સહૂએ છુટું છુટું જવાનું છે અને કયાં મળવું તે પણ મેં નક્કી કરી રાખ્યું છે. તમારી વેલડી વહી જાય એટલે થયું. વધારે ખબર પ્રાગ સાથે મોકલીશ."

* * *

"એલા એ મોટે દરવાજે કીયા મૂઆ છો રે?" ગોવિંદ ગોહિલે ત્રાડ મારી.

"અમે છીએ બાપુ, અને હજી તો જીવતા છીએ." જીવાએ જવાબ વાળ્યો.

"જીવા, તારી આંખમાં ધૂળ નાંખી અણોજીબા વહ્યાં ગયાં ને તું મૂઓ નહીં!"

"અરે બાપુ, આ ઝાંપેથી તો સીહોરનું ચલીઉંએ નથી ચુયું, આ તમે શી વાત કરો છો?"

"મારા હાળા બધાયે દરવાનો એની એજ વાતો કરે છે. જરૂર કાંઇ ભેદ છે. જીવલા સાચું બોલ નકાં તારી જીવતે ચામડી ઉતરાવી નાંખીશ."

"મારાં એવાં નસીબ કયાંથી જે મારી ચામડી સીહોરના શિરતાજને કામ આવે? પણ મારા પાછળ બારમું બાપુને કરવું પડશે; ઘરમાં ઘંટીએ નથી ને હનુમાનજી હડીઉં કરે છે. ગરીબ માણસને મારવો હોય તો મારો, પણ છોકરાંને જીવાડજો બાપુ."

"બીચારો મને તો રાંક માણસ જણાય છે." ખેતોજી ગોહિલ ગોવિંદજીનો ગુસ્સો શાંત કરવા લાગ્યા.

"નારે મારો હાળો જેટલો બહાર છે તેટલો માંહે છે. એના વિના કોની માએ શેર સુંઠ ખાધી છે જે મોકલજીથી મળી જાય ને મને આ દી દેખાડે. બોલ જીવલા સાચું બોલ, નકર આ કાકી દીઠી છે કે?"

ગોવિંદજીએ જીવાને વધારે ચીકાસવા મ્યાનમાંથી તલવાર ખેંચી.

"દીઠી, બાપા દીઠી. ગોવિંદજી ગોહિલની તલવાર તો સારાયે મુલકમાં પ્રખ્યાત છે. એવા મારાં ધનભાગ કયાંથી કે એ તલવાર આ ડોહાના ડોકાંને પવિત્ર કરતી જાય. જય જોગમાયા! ઘા કરી લ્યો બાપૂ ને આ જીવલાનું જીવતર સુધારી દ્યો ગોહિલ!"

ડોસો દ્રઢ રહ્યો.

ગોહિલે તલવાર મ્યાન કરી.

"ખેતાજી શું કરવું? ગુન્હેગાર ખોળી ન શકીએ તો આપણી હાંસી થાય. માળે મોકલજીએ પણ કરી નાં!"

"બાપુ હમણાં એ વાત જરા ટાઢી પડવા દ્યો. હાલ એ વાત તાજી છે ત્યારે સૌ ચેતતા રહેશે એટલે ચોરટા એમ હાથ આવશે નહીં. થોડે દહાડે કાંઇકની કાંઇક ચુરચુરાટ ચાલશે ત્યારે એ ભાગળીઆઓનું ભોપાળું બહાર પડી આવશે."

"અને આપણું પણ ભેગું." ગોવિંદજી ભોઠું હસ્યો.

"આપણું કેમ?"

"આપણો ચોકી પોરો એટલો ઓછો એમ."

"હ્યો ત્યારે એક યુક્તિ દેખાડું, દરેક ભાગોળે આપણો એક એક વિશ્વાસુ માણસ બીજાની સાથે ગોઠવી દઇએ, જે જુના માણસોની વાતો સાંભળ્યા કરે ને આપણને ખબર દીધા કરે"

"ભલે થવા દે એમ, પણ માણસ ઓળખીને મોકલજે હો."

"તી તમે છૂટા. ખેતાજીના કામમાં પોણીવીસ નહીં હોય."

"જીવા આંહી આવ. જો અખુભા ને એની મા આંહીથી નાશી છૂટયાં છે ને પારકા મુલકમાં વસી આપણું ભુંડું બોલશે. મોકલજી પણ એના ભેળા ભળી ગયા છે. આપણા રોટલા ખાઇ આપણુંજ ખોદશે."

"ખરી વાત છે બાપુ આજે સાચાનો જમાનો નથી. નીમકહલાલી તો નામનીજ રહી છે."

"માટે તું હંમેશાં સાબદો રહેજે ને તપાસ કરતો રહેજે કે કયે દરવાજેથી એ બધાં વળ્યાં ગયાં."

"એ બાપુ છૂટા તમે એ મારૂં કામ. ઘણી ખમાં મારા ગાદીપતીને."

ગોવિંદજી પોતાનાં માણસો સાથે ચાલ્યો જાય છે. થોડા દિવસ પછી ખબર પડે છે કે જીવાનાં ઘરનાં જાત્રાએ ગયાં છે અને જીવો પણ કયાંય જોવામાં આવતો નથી.

"ત્યારે તો એજ." ગોવિંદજી હાથ પછાડી બેસી રહ્યા.

"ને બાપૂ જીવલે એક ચીઠી મોકલી છે." બેતોજી બોલ્યો.

"કોના ઉપર? જીવલાની ચીઠી!"

"આપના ઉપર. માળે કીધી ના!"

"શું જે?"

"માંહે લખ્યું છે જે આપની તરવારને માટે ઉઘાડું માથું રાખી ભૂજની બજારમાં ફરવાનો છું. માટે ભૂજ પહોંચું ત્યાર પહેલાં પકડવો હોય તો ઘોડા દોડાવી લેજો."

"મારો, નાક વાઢી હાથમાં મૂકતો ગયો. બીજું કાંઇ?"

"બીજું એમ જે અખૂંમા ગાદીએ બેસશે ત્યારેજ પાઘડી પહેરીશ."

ગોવિંદજી સાસ ખાઇ ગયો.

"ઠીક ત્યારે આખોયે સંગ કચ્છ ભણી વળ્યો એટલી વાત ચોકસ. બાજી બધીયે બગડી ગઇ."

ગોહિલે નિશ્વાસ મૂકયો.

* * *

અણોજીબા કુંવર અખેરાજજી સહીત ભુજને પાદરે આવી પહોંચ્યાં છે. સાથે નીમકહલાલ ગોહિલ સરદાર મોકલજી ઘોડી નચાવી રહ્યા છે. વાછાણીઓ ને દેવાણીઓ હરભમ ગોહિલને સંભારી એના દીકરાને પડખે પોતાના માણસો સહીત સંકટના સમયમાં સાથ પૂરાવી રહ્યા છે. ડાંગાળા રબારીઓ સીહોરના સાચા ધણી સાટે વતન ત્યાગ કરી કચ્છનાં પાણી પી ચૂકયા છે. વાછાણી કેશવજી, વાછાણી મકનજી, દેવાણી માલોજી, દેવાણી કાનોજી, રબારી ભાંગ્રો, રબારી નાથો વગેરે જાણીતા જનોના સાથ સહીત અખેરાજજીની અસવારી ભૂજનાં પાદરમાં થંભી ગઇ છે, ત્યાં લીલાંબાનો રથ આવી પહોંચે છે, ફુઇબા ભત્રીજાના દૂખડાં લે છે, છાતી સસરો ચાંપે છે, હરભમ ગોહિલની છબી નજર આગળ તરી રહે છે નણંદ ભોજાઇની આંખોમાંથી ગંગા યમુનાં વહ્યાં જાય છે, ગોહિલોની સારીયે છાવણીમાં શોક અને વિષાદની છાયા ફરી વળી છે; કેમ જાણે હરભમ ગોહિલ સીહોરનો ગાદીપતી તેજ દહાડે સ્વર્ગે સંચર્યો હોય નહી?

કચ્છ દરબાર તરફથી ગોહિલો માટે ઉતારા પાગરણ વગેરેનો બંદોબસ્ત થઇ ગયો છે. અખુબાની જીંદગી બચી તેના માટે સૌને

આનંદ થયા કરે છે ને સીહોરની ગાદી પાછી મેળવવા માટે પ્રયાસો ચાલી રહ્યા છે.

વખત જેમ વીતતો ગયો તેમ કેટલાકને ભુજમાં ભમવું ભારે પડતું જણાયું, કેટલાકને સીહોરનાં સ્વપ્નાં આવવા લાગ્યાં, કેટલાકને ગોવિંદજી સામે તરવાર ખેંચવાની ઇચ્છા થઇ, કેટલાકને એમ લાગ્યું જે રા' ભારમલ્લ કાંઇ કરતા નથી ને કેટલાકને ભુજનું પાણી પણ વાઇ લાગ્યું. પરંતુ સેજકજી ને મોકલજી જેવા જાણકારો જ્યાંસુધી સૌના મોવડી હતા ત્યાંસુધી કોઇનું કંઇ ચાલતું નહીં: અને વાછાણી દેવાણી વગેરે જેવા ડાહ્યા માણસો એ સંગમાં હતા એટલે એકંદર ગોહિલોના જૂથમાં કોઇ પ્રકારનો અંટસ પણ પડતો નહીં.

આ અરસામાં આપણે આરંભમાં જોઇ ગયા તેમ સીહોરી આઓનો ડાયરો લીંબડાવાળા ખોરડે લાગી પડયો છે ત્યાં માંહો માંહે વાટાઘાટ ચાલી રહી હતી ને સેજકજી જુવાન સાથીઓને ટહુકા પાડતા જતા હતા, એટલામાં મોકલજી ત્યાં આવી પહોંચ્યા. એમના આવવાથી ડાયરામાં નીરવ શાંતિ પ્રસરી ગઇ. મોકલ બાપૂ શું કહેશે તે સાંભળવા સૌ કોઇ કાન ચુસ્સા કરી બેઠા, કારણ કે આજે એ વૃદ્ધ બાપૂની મુખમુદ્રા હમેશના કરતાં વધારે ગંભીર જણાતી હતી અને જરૂર કાંઇ અગત્યના ખબર આપશેજ એમ ડાયરામાંના દરેકે દરેકની મનોદેવતા સાક્ષી પૂરી રહી હતી.

"મોકલ બાપૂ આજના ડાયરાનો રંગ વળી ઓર જામ્યો હતો." સેજકજીએ મૌન તોડયું.

"શું હતું?"

"જુવાનીઆઓને સમજાવતાં મારી જીભ થાકી ગઇ."

"હોય, આપણે પણ એક વખત જુવાનજ હતા નાં. આપણી અધીરાઇઓ કાંઇ ઓછી હોતી?" ડાયરાનો યુવાન વર્ગ મોકલજી સામું માનની નજરે જોઇ રહ્યો.

"વાત કાંઇ થાળે પડી?" વાછાણી કેશવજીએ પ્રશ્ન કર્યો.

"હા, આજ તો થાળે પડી." મોકલજીનો જવાબ સાંભળી હકીકત સુણવા સૌ જણ આતુર બની ગયા.

"રા' બાવાએ શું હુકમ કર્યો?" દેવાણી માલોજી બોલ્યા.

"બાવો ફરમાવે છે કે હવે ફોળું પાકી ગયું છે માટે વધેરેંજ છુટકો" ગોહિલોના અંગમાંથી વિદ્યુત પ્રવાહ પસાર થઇ ગયો; ડાયરાના દેહમાંથી દામની ચમકી ગઇ; ડાયરો જાગૃત થઇ ગયો. મોકલજીએ આગળ ચલાવ્યું—

"બાવાશ્રી ફરમાવે છે કે હવે બાંધો તમારી ભેઠું ને તલવાર કહાડો મ્યાનની બહાર વખત ભરાઇ આવ્યો છે માટે એક અઠવાડીઆમાં તૈયાર થઇ જાઓ."

"અરે રંગ હો! જાડેજા વીર રંગ હો!" ચારણ દેવીદાનને કસુંબાનો રંગ ચઢયો. ડાયરાનાં રંગ રૂપ બદલી ગયાં. ચેતનની ચિણગારીઓ નીમકહલાલ સાથીઓના ચહેરા ઉપર ચમકવા લાગી.

"બસ ત્યારે મંગાવો ગોળ ટોપરાંને મંડાવો સજાઇ ઘોડે, એટલે પાધરા પડીએ સીહોરને પાદરે ને બોલાવીએ ડેકારો." યુવાન રણુવીરજીએ માત્ર રણહાક મારવીજ બાકી રાખી.

"ગોળ નાળીએર માતાજીને મંદીરે ધરાશે"

મોકલજીએ રણુવીરના ટોપરાં અટકાવ્યાં

"પણ મોકલ બાપુ, કચ્છનાં ઘોડાં આપણી કુમકે ઘોડશે ખરાં કે? ઈ વાતનું કાંઇ ચોક્કસ કરી લીધું સારૂં" એક જણને રાવળાં ઘોડાં સાંભર્યાં.

"અરે ભૂંડા! આવડો થયો હજી આટલુંયે ન સમજ્યો. કેટલીક વાતું વગર બોલે સમજી જવામાં સાર છે. છાની વાતું છતી કીધે કયો કાંદો કાઢી જવાનો છે? કચ્છનો ધીંગો ધણી, પચ્છમનો પાદશાહ, જે અજાણ્યાને આશરા આપી દાણા પાણી ભેળો કરી દે તે દૂલો, ગોહિલનું નાક રાખવા આસમાન પાતાળ એક કરે એક. કચ્છની તરવારૂં આપણે કાજે ખણખણીજ સમજો ને."

સારાયે ડાયરામાં આનંદનું આંદોલન ફરી વળ્યું. ડાયરો ઉઠયો ને માતાજીનાં દર્શને ગયો.

* * *

અખેરાજજીની વ્હારે કચ્છમાંથી કટક ચઢી ચૂકયું. નીમકહલાલ નરવીરો ગોહિલ સરદારોની સરદારી હેઠળ જુદા જુદા તફામાં વહેંચાઇ જઇ સીહોરને સીમાડે રંજાડ શરૂ કરી દઇ ગોવિંદજીની

હાલ હવાલીનો આરંભ કરી દે છે. સીહોરની પ્રજા આકુળ વ્યાકુળ બની જાય છે. તેનાથી આ તપ ઝલાતો નથી. ગોવિંદજી ગભરાઇ જાય છે અને ગભરાયલો ગોયલ ગાફિલ બની જુનાગઢનાં શાહી ફોજદાર ઇસા તુરખાનની પાસે ખોળા ધરે છે.

"ઘોઘા આપું, બીજો પણ મુલક કાઢી આપું પણ મને બચાવ."

ગોવિંદની આવી ઘેલછા જોઇ ઇસો ફોજદાર દાઢમાં હસે છે."

મૂર્ખરાજ આટલું મને આપવા આવ્યો છે અને પોતાનાજ જાતભાઇઓને મરાવવા તૈયાર થયો છે તેના કરતાં ભત્રીજા સાથેજ વિષ્ટી ચલાવી લેતો ?" પણ ઇસાની સાચી સલાહ દુરાગ્રહી ગોવિંદને કેમ ગમે. ?

"ત્યારે શું સીહોર સારૂં જુનાગઢે કચ્છથી વેર વસાવવું ? કયાં તારૂં ઘોઘા ને કયાં જુનાગઢ ! અમને ઇ આફતમાં મ નાંખ. ગોહિલ. ઇસો ખબરદાર આદમી હતો. પારકી આશ સદા નિરાશ ગોવિંદજી લાચાર બની ગયો ને સીહોરની ગાદી છોડવી પડશે તેના ધ્રામાં ને ધ્રામાં આ દુનિયાં પણ છોડી ગયો. મરણીઓ થઇ સામો પડી મારીને મરતાં એને આવડયું નહીં. એના મરણથી અખેરાજજીનો પક્ષ મજબુત બની ગયો. અખુભાના રણભેરૂઓના પગ સીહોરની સીમમાં થંભી ગયા. હવે પાછા વળે ઇ બીજા. વાછાણીઓ અને દેવાણીઓનાં ધાડાં ડેકારો બોલાવી રહ્યાં. સીહોર સિવાય સારૂંયે રાજ અખુભાની આણ માનતું થઇ ગયું. અખુભાના સેનાનીઓને સામત, ખુમાણ

વગેરે કાઠીઓનો ભેટો થયો. પણ અખુભાને કાંડે કચ્છનું બળ છે એ જાણી કાઠીઓ પણ અખુભની હારે મળી ગયા, અને એક અંધારી રાતે રાજમહેલમાં સુખાસને સૂતેલો ગોવિંદજી ગોહિલ પાછળ ગાદીપતી બનેલો તેનો યુવરાજ સતરસાલજી આખોને આખો ખાટલા સોતો ઉપડી ગયો, ને અખેરાજજીના નામના જયધ્વનિએ સૂતેલાં સીહોરની આંખો ઉઘાડી દીધી.

કચ્છીઓ, કાઠીઓ ને ગોહિલોના આનંદ વચ્ચે અખેરાજજીના નામની નેકી પોકારાય છે, ગાદી ડંકા વાગે છે, સીહોર શણગાર્યું છે; દેવસ્થાનોમાં દીપમાળાઓ દીપી નીકળી છે, બ્રાહ્મણોના મંત્રોચ્ચાર થઈ રહ્યા છે, ચારણ માગણ ગુણગાન કરી રહ્યા છે; ઝનાનખાને વડારણોના તીણા ને તીખા રાસડા લલકારી રહયા છે, શરણાઇ સણસણે છે, ઢોલ ધ્રૂસકે છે, નોબત ગડગડી રહી છે, આખી કચેરી ખડી રહી છે ગોહિલકુળ ગૌરવ અખેરાજજી, બાશ્રી લીલાંજીબાનો ભત્રીજો સીહોરનાં સિંહાસને બીરાજી રાજ્ય તિલક કરાવે છે, ને નગારાંના નાદ વચ્ચે અખેરાજજીનાં નામનો જય ઘોષ સારોયે સીહોર પ્રદેશ ઝીલી લે છે.

પુત્રને લલાટે રાજ્ય તિલક થતાં રાજમાતા દેવી અણોજીબાની આંખમાંથી આંસુ સર્યાં. એ આંસુડાં પાછળ સહેલી મનોવેદના કોણ સમજે? એનાથી માત્ર એટલુંજ બોલાયું કે આ બધા નણંદીના પ્રતાપ. નણંદ હોજો તો લીલાંજીબા જેવીજ હોજો!!!

* * *

આ અખેરાજજીનો રાજ અમલ ભલો દીપી નીકળ્યો. એમણે ગોહિલોને જોરદાર બનાવી દીધા એમની પાછળ સિંહાસન શોભાવ્યું રતનજી ગોહિલે, અને એ રતનજીના થયા તે મહા ભાગ્યશાળી મહારાજ ભાવસિંહજી કે જેણે સંવત સત્તરસેં ને ઓગણ્યાસીયે વસાવ્યું હાલનું **ભાવનગર**. હાલના ભાવાણુંનો સ્થાપક તે કચ્છનાં લીલાંજીબાના ભત્રીજાનો પોત્રો.

* * *

રા' ભારાના રણવાસની મહાજ્યોતિ સમાં ગોહિલકુમારી બાશ્રી લીલાંજીબા રાઓશ્રીનો સ્વર્ગવાસ થતાં પતિ સાથે સહગમન કરી સતી થયાં, ને આ ભવની લીલા સંકેલી લીધી

# ભૂજીઆનો વંશજ.

ભાવનગરની દક્ષણાદી દિશે નાગધર નામક નાનકડી ટેકરી પાસે યુદ્ધનાં મંડાણ મંડાઇ રહ્યાં છે. એક પક્ષે હતો કચ્છવાળા ભૂજીઆજી નાગનો વંશજ ભાણ અને સામ્હે પક્ષે હતો માતા ખોડીઆરનો મહાભક્ત ભૂઓ માલો. ભાણ નાગ પોતાની નાગવિદ્યા પર મુસ્તાક હતો; માલો ભૂઓ માતાજીના પ્રતાપે મંત્રવિદ્યા પર મદાર બાંધી રહ્યો હતો. બન્ને પક્ષો એકબીજાને હટી માર્ગ દે એવા નહીં. ભાણનાં નાગમંગાઓ નાગધર કિંવા નાગધારની ચારે બાજુએ સ્વદેશનાં સંરક્ષણાર્થે જીવસટોસટ જંગ જમાવવા વ્યૂહ ગોઠવી, ગોઠવાઇ ગયા હતા, જ્યારે ભૂઓ માલો કે જે માલા જાદૂગર તરીકે ઓળખાતો તે પણ માતાજીનું નામ લેતો પોતાના પાસા ફેંકી રહ્યો હતો.

આ યુદ્ધ શા માટે થયું અને ભાણ નાગ ત્યાં કેવી રીતે વસી રહ્યો એ વિષય પર અત્રે જરા પ્રકાશ પાડી લઇએ. જુના જમાનામાં નાગપૂજક નાગ જાતીની આણ કચ્છ અને સોરઠના ઘણા

ભાગો પર વર્તી રહી હતી. બાંડીઆજી યાને બાંડીઆ બેલીનાં નામ પરથી કચ્છમાં બાંડીઆ નામક વસેલું ગામ હાલના અબડાસા તાલુકામાં જાણીતું છે. નાગનેતાઓ વાસંગજી, બાંડીઆજી, ભૂજીઆજી વગેરેની ખ્યાતી દંતકથાઓ ઉપરથી પણ પૂરતી રીતે અનુમાની શકાય છે. આ નાગેશ્વરો પૈકી ભૂજીઆજીએ કચ્છમાં અવિચળ નામ રાખ્યું. કચ્છનો મધ્ય પ્રદેશ-પાવર પ્રદેશ-કબજે કરી સારીયે કચ્છ ધરાનો ધણી એ બની બેઠો. "પાવર પતિ કચ્છ પતિ." એમ જે કહેવાયું છે તે વિના કારણ નહીં. આજે પણ કચ્છ ધરાનો સ્વામી એજ પાવર પ્રગણામાં ભૂજીઆજીનું નામ સ્મરણ કરાવતા ભૂજીઆ ડુંગરના તળેટી પ્રદેશે વસી સમસ્ત કચ્છ પર સ્વામીત્વ ધરાવી રહેલ છે અને જુના નાગરાજોના સમયથી ચાલ્યા આવતા રિવાજને માન આપી શ્રાવણ સુદિ પંચમીની પ્રભાતે નાગનેતાઓના ઇષ્ટદેવનું પૂજન કરી નાગરાજોની નામનાનું સ્મરણ કરાવી રહેલ છે.

નાગપૂજાના વિષય સંબંધી અત્રે ઉંડાણમાં ઉતરી શકાય નહીં એટલે એ પૂજા વિષે વધારે માહિતિ જેમને મેળવવી હોય તેમને નાગપૂજા વિષયક પુસ્તકોનો હવાલો અત્રે આપતાં પહેલાં એટલું જણાવવું બસ થશે કે આર્યાવર્તના આર્યોએ જુદી જુદી જુની જાતીઓનું સંગઠન કરવા કાજે નાગપૂજકોને પણ અપનાવી લીધા અને કૈલાસપતિને કંઠે નાગદેવને સ્થાપી, નાગપૂજકોને શૈવ માર્ગે વાળી દીધા જણાય છે. અસ્તુ: એ જે હોય તે; અત્રે નાગરાજ ભૂજીઆજી વિષે એટલુંજ કહેવું પ્રાપ્ત થાય છે કે એની અને એના

વંશજોની હુકૂમત કચ્છ દેશપર બહુ કાળ પર્યંત ચાલી. ભૂજીઆજીના વંશજો પૈકી કોણ કોણ પ્રખ્યાતી પામી ગયા એની ચર્ચા કોઇ અન્ય પ્રસંગપર મુલ્તવી રાખી આપણી પ્રસ્તુત વાતના નાયક ભાણુ નાગની કથાને હાથ ધરીએ. દંતકથા કહે છે કે નાગેશ્વર ભાણુને તેના બંધુ કહાણુ કે કાણુની સાથે અણબનાવ થવાથી તેણે કચ્છ છોડી પોતાનું કિસ્મત બીજે અજમાવવાનું પસંદ કર્યું. ભાણુ પોતે નાગપૂજા સાથે સૂર્યોપાસના પણ કરતો, પરંતુ તેના મોટા ભાઇ કહાણુને આ વાત ગમતી નહીં હોવાથી બન્ને વચ્ચે વૈમનસ્ય વધતું ચાલ્યું. અંતે જ્યારે ભાણુનો વિચાર કહાણે જાણી લીધો ત્યારે તેણે તેને બહુએ સમજાવ્યો પરંતુ ભાણુ એકનો બે થયો નહીં અને પોતાના સાથીઓ સાથે કચ્છ છોડી માતૃભૂમિને છેલ્લું નમન કરી સૌરાષ્ટ્રમાં સંચર્યો. સૌરાષ્ટ્રમાં જુદે જુદે સ્થળે ફરી છેવટે પોતાની રાજધાની એક ટેકરીની ઓથે જમાવી આસપાસના પ્રદેશનો સ્વામી બની નાગેશ્વર તરીકે ઓળખાવા લાગ્યો. નાગેશ્વર ભાણુ મહા પ્રતાપી પુરૂષ છે, સૂર્યદેવ એના સાક્ષાત સહાયક છે, નાગ દેવતા એની રક્ષા કરી રહ્યા છે, એના નાગમંગાઓ કચ્છમાંથી જાતજાતનાં આયુધો આણી યુદ્ધ વિદ્યામાં પૂરા પ્રવીણ છે, વગેરે વાતો સોરઠને વાવડે ચડતાં ન્હાના મોટા સોરઠી સરદારો ભાણુની મૈત્રીમાં માન સમજવા લાગ્યા, અને ટુંક સમયમાં ભાણુની નામના સારાયે સોરઠ પ્રદેશપર પ્રસરી જતાં તેના નામની માનતાઓ મનાવા લાગી. નાગ ભાણુ પ્રભાત થતાં તેના પર્વતીય પ્રદેશનાં ઉચ્ચમાં ઉચ્ચ સ્થાને પૂર્વ દિશા ભણી મ્હોં રાખી સૂર્યોપાસના કરવા જ્યારે બેસે ત્યારે એના

અંગમાંથી પ્રગટ થતાં ઓજસ્‌ના પ્રકાશથી સામાન્ય માનવીઓની આંખો પણ બંધ થઇ જાય; નાગ ભાણુ જ્યારે ધૂમ ધખતા બપોરને સમયે વૃક્ષ હેઠળ સૂતેલા હોય ત્યારે તેના શિરનું સંરક્ષણ સાતફેણીઓ પોતે કરે; નાગ ભાણુની નવાઇમાં કોઇ બાઇને આડું આવતું હોય તો ભાણુનું પાણી તે બાઇને પીવરાવતાં તુરત છૂટકારો થાય; કોઇને ડીલે ભૂત પલીતનો વળગાડ થયો હોય તો ભાણુનો દોરો દેખાડતાં ભૂત ભાગી જાય ને પલીત પલાયન કરી જાય, એવો પ્રતાપ આ કચ્છી નાગેશ્વરનો સોરઠ પ્રદેશે પડી રહ્યો હતો.

સોરઠીઆઓને મને ભાણુ એટલે જીવતો જાગતો સાક્ષાત દેવ; કોઇ પત્થરનો પાળીઓ કે પ્રતિમા નહીં. આ બધુંયે ખરૂં, પરંતુ ભાણુ ભાઇની નામના કહાણુ ભાઇને રૂચી નહીં. જેમ જેમ લઘુ બંધુ ભાણુની વાતો જ્યેષ્ઠ બંધુ કહાણુને કાને પડતી ગઇ તેમ તેમ તેના અંગમાં ક્રોધનો વાસ વધતો ગયો, અને એ ક્રોધ જેમ જેમ વ્યર્થ જવા લાગ્યો તેમ તેમ ઇર્ષા રાક્ષસીની સત્તા હેઠળ તે આવતો ગયો. "ભલે મારો ભાઇ, પરદેશમાં વસીને સુખીઓ થયો, કચ્છનું નામ રાખ્યું." આવો સદ્વિચાર તેના હૃદયમાં સ્ફુર્યોજ નહીં. અદેખાઇના અંગારા એના દેહને બાળી રહ્યા, ઝાળી રહ્યા. ઇર્ષાની અંધારીઓ એની આંખ આડે આવી ગઇ સારાં નરસાનું એને ભાન ન રહ્યું ને ભાઇની નામના ધૂળમાં મેળવવા એણે મહામંથન માંડ્યાં.

"ધુડુડ! કાંઇ ઘાટ ઘડયો કે નહીં? હવે તો મને એકેક દિવસ જાય છે તે વર્ષ જેવડો લાગે છે." કલ્યાણ નાગે પોતાના ખાસગીને પૂછ્યું.

"કચ્છમાંથી તો કોઇ તૈયાર નથી થતું, પરંતુ એક પરદેશી હાથે ચઢયો છે ખરો. માણસ જંતર મંતર જાણતો હોય એવો જણાય છે; પણ દેવી ભક્ત છે." ધુડુડે જવાબ વાળ્યો.

"દેવી ભક્ત તો દેવી ભક્ત; આપણને કામથી કામ છે; પછી ભલે પરદેશી હોય કે કોઇ કાળો ચોર હોય. પરલા કાંઠાનો હોય તો વધારે સારૂં, જેથી કોઇને શક ન જાય. મારે તો એ ભાણ કોઇને માથું યે નમાવતો નથી તેને નમતો કરવો છે. એવડો તે એ કોણ?"

"પણ ખજીના ખલી કરી નાંખશે?" ધુડુડે ધાસ્તી બતાવી.

"એવડું તે શું માગી રહ્યો છે? સાવિત્રીને પ્રતાપે મારી પાસે સોનું રૂપું જોઇએ તેટલું છે."

"ઠીક છે. જો એમ હિમ્મતમાં હો તો તે માણસને હાજર હું કરૂ; પણ પાછળથી ન કહેતા કે આ બલા મને કયાંથી વળગાડી? એ તો ભૂઆભાઇ; રીઝે તો રાજ દે, ને ખીજે તો ખીચડી પણ કાઢી નાંખે."

"તું તારે એ ભૂઆને આંહી આણ એટલે છુટો."

"બહુ સારૂં, જેવો હુકમ."

* * *

"બાપા આવડી સાધના શા માટે સાધી રહ્યા છો? આપણે કાંઇ ઇંદ્રાસન નથી મેળવવું."

"દીકરી, દેવીની કૃપાથી ઇન્દ્રાસન મેળવવું તો સહેલું."

"ત્યારે આવડાં તપ શા કાજે?" માત્રા ભૂઆની ચતુર પુત્રી સોહેણીએ પુનઃ પ્રશ્ન પૂછ્યો."

"જીભ કચરાઇ ગઇ છે માટે. આટલી ખબર હોત તો આ ભાણુ નાગને નાથવાનું વેણ પણ કોણ કાઢત?"

"એણે આપણું શું બગાડયું છે? એ તો દેવપુત્ર કહેવાય છે, અને દુઃખીઆનો વીસામો છે."

"હા દીકરી, ખરી વાત છે. માતાજી પણ એટલેજ માથું નથી ધૂણાવતાં ના." ભૂઆએ નિશ્વાસ મૂકયો.

કહાણુ નાગે ભંભેરેલો ભૂઓ નાગધરની સમીપમાં માતા ખોડીઆરને પ્રસન્ન કરવા અનેક ઇલાજો અજમાવી રહ્યો છે. જપ કર્યાં પણ કાંઇ વળ્યું નહીં; તપ આદર્યું પણ ફળ્યું નહીં; જાત-જાતના ભોગ ધર્યાં પણ માતા પ્રીંણ્યાં નહીં, ને ભૂઓ મૂળગો શરીરે બેવડબંધો હતો તેમાંથી એકવડી હાંઠીવાળો બની ગયો. બાપનો સંતાપ જોઇ દીકરીને તેની દયા આવી પણ ઝાલી વાત કેમ છોડાય?

"એ ભાણુ નાગની છેડતી કરવામાં માલ નથી બાપા."

"જે થવાનું હોય તે થાય પણ મારે તો હવે એને છંછેડયેજ છૂટકો. એને નમાવું એટલે બસ."

"ને એનાથી છેટા રહો તો કચ્છવાળો કહાણ તમને શું કરી નાંખવાનો છે? એનું દીધું આપણે એને માતાજીની મહેરથી પાછું વાળી દેશું." સોહેણીએ વધુ પ્રયત્ન કર્યો.

"બચ્ચા, એવું બોલ માં. તારા બાપને તેં જન્મભરમાં બેબોલો સાંભળ્યો છે? મારી જીભ એક છે."

બાપના બોલ સાંભળી સોહેણી હતાશ થઇ ગઇ

"બાપા, તમારી દીકરીની ખાતર આ વાત ઉપરથી ઉતરી જાઓ. મારાથી વધારે તો તમારે કોઇ નથી."

"દીકરી, દીકરી સોહેણી! આ તું શું બોલે છે? મારે હાથે મારૂં જીવતર હું ધુળમાં મેળવી દઉં? દુનિયાં શુ કહેશે? મારા ખાતર મારા ભકત રાજાઓ, ભાણ નાગથી વેર વસાવી બેઠા છે, અને મારી આજ્ઞા થતાંજ નાગધારના ધણીને સૂતો જગાડી એને નમાવવા તૈયાર થઇ રહ્યા છે એ તું જાણે છે?"

"બાપા બધુંયે જાણું છું. તમે કહો તોપણ જાણું છું, તમે ન કહો તોયે જાણી લઉં એમ છું. નાગ સૂતો નથી એ તો સદાય જાગતો છે. તમારા ભકત રાજાઓને ભોં ભેળા કરી દે એવો છે."

"ભાણ નાગનું એવડું ઉપરાણું કરી રહી છો એ માલા ભૂઆની દીકરીને મ્હોંએ ભુંડું લાગે છે."

"અને અદેખાઇથી આંધળા બનેલા ભાઇને માટે સાચાનાં બેલીને નમાવવા તૈયાર થયા છો એ મારા બાપના નામને ભુંડું લાગે છે. માતાજી તમને સહાયતા શી રીતે આપે?" માલો ભૂઓ ભોંઠો પડી રહે છે

"ઠીક છે ઠીક છે. મધરાતને હવે કયાં ઝાઝી વાર છે? આજ રાતે માતાજીની મરજી જણાઇ રહે તો સારૂં. નહીંતર આ ખાંડું છે ને આ ડોકું છે; પણ જીવતા જીવતા માલો ભૂઓ બે-વચની નહીં બને તે નહીંજ બને." માલાએ છેલ્લો નિશ્ચય પુત્રોને જણાવી દીધો.

મધરાત વ્યતીત થઇ ગઇ હતી. દીપકની ઝાંખી થતી જ્યોતમાં વધારે પ્રકાશ લાવવા સોહેણી ઘી પૂરી રહી હતી; ધુપેડાંના અગ્નિપર ધુપ પધરાવતાં સુગંધી ધુમ્ર વડે મંદિર મઘમઘાટ કરી રહ્યું હતું; નીરવ શાંતિ ચોમેર પ્રસરી રહી હતી; દેવી પાઠ ભૂઓ ભણી રહ્યો હતો. સોહેણી એક બાજુએ આસનપર સ્થાન લઇ બેઠી; એનું હૃદય ધડકી રહ્યું હતું.

માલો ઉઠ્યો, નિરાશાભર્યો ઉઠ્યો. એના અંગે માતા વસ્યાં નહીં એટલે તે ધ્રૂજ્યો. ઘડી ભરમાં સ્થિર મન કરી ખડગ ઉપાડી દેવી સન્મુખ ખડો રહ્યો.

"આજે મારોજ ભોગ જોઇએ છે એમ કહેને માવડી."

ખડગ ખેંચી ભૂઓ ગણગણ્યો, ને શિરપર ઘા કરવા જાય છે ત્યાં પાછળથી ખડખડાટ હસવાનો અવાજ આવતાં એનો હાથ એમનો

એમ થંભી ગયો. પાછું વળી જુએ છે તો દીકરીને અંગે દેવીનું પ્રાગટ્ય. એ સોહેણી છે કે કોઇ તેજો રાશી છે, એ એનાથી કળાયું નહીં. તેજ તેજના અંબાર. એની આંખ મીચાઇ ગઇ.

"સામું જોયું માવડી" ભૂવાથી બોલાઇ જવાયું.

"વેણ રહેશે. ભાણ નમશે." સોહેણીના મુખેથી કોઇ પાર-લૌકીક શબ્દો સર્યા.

* * *

દેવી પ્રસન્ન થયાં ને માતાજીની આજ્ઞા મળી ગઇ. આમ જાણી ભૂવાના દીલમાં દશહજાર હાથીનું દૈવત આવી ગયું હોય એમ તે ડોલવા લાગ્યો. સવાર થતાંજ પોતાના રાજભકતોને સંદેશા મોકલી દીધા કે યુધ્ધ માટે કટિબધ્ધ બની જાઓ, માતા ખોડીઆર એ ભાણીઆને ખાંગો કરી નાંખશે, શકિતનો સાથ તમારે પક્ષે છે. આ સમાચાર મળતાંજ ભાણ નાગના તેજેદ્વેષી ભૂપતિઓ થયા ભેળા ને નાગધારને ઘેરો ઘાલી યુદ્ધના મોરચા માંડી બેઠા. માલો ભૂવો પણ કલ્યાણ નાગને પ્રતાપે સોનું રૂપું મંડયો વાવરવા એટલે સોનબાઇના પૂજારીઓ પણ જથ્થાબંધ માતાને પડખે આવી ઉભા.

યોદ્ધાઓના જૂથ ચારે બાજૂ જામતાં જાય છે અને જેમ વખત જાય છે તેમ દુસ્મન જોરાવર બનતો જાય છે માટે પહેલો ઘા કરી લેવાની માંગણી નાગમંગાઓ ભાણ નાગને કરી રહ્યા છતાં પણ જેનું નામ ભાણ તે આવી આજ્ઞા આપતો નથી.

"ભૂવો માલો માતાજીનો ભક્ત છે. એની મા તે આપણી પણ મા; માટે ભાઇ ઉપર આપણે પહેલો ઘા કેમ કરીએ? આપણો ધર્મ રક્ષણ પૂરતો; આટલો ધર્મ બજાવશું તો નગનાથ પોતે આપણને સહાયતા કરશે. ભાણ ભૂપનાં આવાં વેણ સુણી એના સરદારો શત્રુનાં આક્રમણની પ્રતીક્ષા કરવા લાગ્યા. યુદ્ધ થયું, મહા યુદ્ધ થયું પણ માલો ભૂવો ફાવ્યો નહીં. દંતકથા કહે છે કે માલા ગારૂડીએ ભાણ નાગને નાગધારમાંથી પોતાના મંત્ર-બળે ખેંચી કાઢયો ખેંચતાં તો ખેંચ્યો પણ ભાણ નાગ આ ગારૂ-ડીથી ગાંજ્યો જાય એવો નહોતો નાગધારમાંથી જ્યારે એને બહાર નીકળવુંજ પડયું ત્યારે તે ફેણ ઉઠાવીને માલા ગારૂડીને ફટ દઇને ડસ્યો. ગારૂડીને અંગે હળાહળ વિષ પ્રવેશ થતાં તે ત્યાંજ પડયો; એના સાથીઓ એને છોડીને ચલ્યા ગયા. માલાની મહા સુંદર ને રૂપરૂપના અવતાર સમી દીકરીને ખબર થતાં બાપનું વેર વાળવા તે બહાર પડી. મંત્ર વિદ્યામાં નિપુણતા ધરાવતી સુંદરીએ નાગનાં રહેઠાણ પાસે જઇ તેને પડકાર્યો ને બાપનો દેહ પાછો માગ્યો. નાગે આનાકાની કરી ત્યારે તેને શ્રાપ આપી બાળી ભસ્મ કરી નાંખવાની બીક બતાવતાં નાગ નિમાણો થયો ને ગારૂડીને સજીવન કર્યો.

હવે ઇતિહાસ શું કહે છે તે આપણે જોઇએ, મહાયુદ્ધ થયું છતાં જ્યારે માલાના મદદગારોને પીછે હટ મળી ને તેઓ નાશભાગ કરવા લાગ્યા ત્યારે માલો ભૂવો બહાદૂરીની છેલ્લી ટોંચે ચઢી ભાણ નાગની સેના સામ્હે ઝુંઝયો. ભાણ પણ નાગધારમાંથી નીકળ્યો અને

એવો સપાટો ચલાવ્યો કે બીજા તો ઠીક પણ ભૂવો પોતેયે ઘાયલ થયો, સખ્ત રીતે ઝખમાયો, ભાણનો કેદી બન્યો, માલાના મનોરથ સફળ થયા નહીં ને ઉલ્ટું અવદશામાં આવી પડયો. આ વાતના ખબર તેની પુત્રી સોહેણીને થતાં બાપને મુકત કરવા અને મુક્ત ન થાય તો બાપનું વેર વાળવા આ શકિતશાળી અબળા ભાણ નગ સમા સબળ પુરૂષને સામ્હે ચઢી. ઓછામાં પુરૂં એને કોઇએ એવા ખબર આપ્યા જે તારો બાપ માત્ર ઘાયલ નથી થયો પરંતુ માર્યો ગયો છે ત્યારે તો તેના ક્રોધનો પાર રહ્યો નહીં. દેવી ભકતની દીકરી આંખોમાંથી અગ્નિ વર્ષાવતી નાગધારને સીમાડે આવી, જાણે કોઇ સાક્ષાત રણચંડી હોય તેમ ભાણને પડકાર કરવા લાગી. ભાણના નાગમંગાઓ આ જળહળતા અંગારા સમી પ્રબળાને જોઇ પલાયન કરી ગયા ને ભાણ નાગને ખબર આપ્યા જે હવે આપણું આવી બન્યું. સાક્ષાત રણદેવી રણક્ષેત્રે આવી ઉભી છે ત્યાં આપણા જેવાં માનવડાંના શા ભાર કે તેના સામે શિર પણ ઉંચુ કરી શકે. એ દેવીનો તપ અમારાથી ઝીલાતો નથી માટે હવે તો બાપલીઆ તું આગળ થા અને અમે પાછળ પાછળ ચાલ્યા આવશું. સેનાનીઓને મુખેથી આ અપશુકનીઆ શબ્દો સાંભળી નાગોનો નાથ ભાણનાગ જરાએ ગભરાયો નહીં. તેણે પોતાની વીર સેનાને શાંત્વન આપ્યું અને ધૈર્ય ધરવા કહ્યું. સૂર્ય કવચના તેમજ દેવી કવચના પાઠોનું પઠન શ્રદ્ધાપૂર્વક આટોપી લઇ સૂર્ય સ્તોત્રો ભણતો ભણતો ભાણનાગ જ્યાં સોહેણી ખડી હતી ત્યાં જઇ ખડો રહ્યો.

"દેવી, આપ અત્રે કેમ પધાર્યાં ?" ભાણનો આવો વિનય જોઇ સોહેણીનો અર્ધો ક્રોધ ગળી ગયો.

"મ્હારા બાપનું વેર વાળવા."

"તમારા બાપનું મેં શું બગાડ્યું ?"

"મારા બાપ જેવા બાપને તેં મારી નાંખ્યો."

"જુઠી વાત. સત્યથી દૂર થશો તો પસ્તાશો."

ભાણના ઉત્તરથી સોહેણી ઝંખવાણી પડી ગઇ ભાણની અડગતા અને ધૈર્ય જોઇ સોહેણીને માનની લાગણી થઇ. ભાણે આગળ ચલાવ્યું—

"તમારા બાપે વિના કારણ મારા ઉપર શા માટે હલ્લો કર્યો ?"

વિના કારણ નહીં, તારા ભાઇ કહાણની ખાતર."

"શું કહાણની ખાતર! મારો વીરો મારો શત્રુ નીવડયો ? શું હું સાચું સાંભળું છું ?"

"હા તું સાચું સાંભળે છે. તું નિર્દોષ છે એટલેજ વિજયી નીવડયો છે. નહીંતર દેવી ભકતનાં ત્રિશૂળનો ભોગ કયારનોયે થઇ ચૂકયો હોત."

"સૂરજનાથ મારો સહાયક છે; સાતફેણીઓ મારો પાળક છે. તારો બાપ જો દેવી ભકત છે તો આ ભાણને પણ દેવતાઓની રક્ષા છે.

"એ દેવતાઓ તને ભૂતા સામે રક્ષી શકયા પણુ મારી સામે રક્ષણુ નહીં આપી શકે. મારા બાપનું વેર મારે વાળવુંજ જોઇએ. મારો પુત્રી ધર્મ હું કેમ ભૂલું?"

સોહેણીમાં નવું શૌર્ય સંચર્યું.

ભાણુ નાગ ખડખડ હસ્યો સોહેણીની કસોટી કરવા.

"ભૂલો છો દેવી, ભૂલો છો. ભાણુને વશ કરવો એ સ્હેલી વાત નથી. ભાણને અંગે ત્રણ ત્રણ કવચોની રક્ષા છે. નાગ કવચની, સૂર્ય કવચની ને દેવી કવચની."

"બાપનાં વેર ખાતર ત્રણેને વીંધી નાંખીશ."

"શી રીતે?"

"તારી સમક્ષ સતી થઇને. સતીના શ્રાપ સામ્હે કયુ કવચ કામ લાગશે?"

"સતી થવું સ્હેલું નથી, અગ્નિ કયાંથી આણુશો?" ભાણુ નાગે મક્કમતાથી પ્રશ્ન પૂછ્યો.

"મ્હારા જમણા પગના અંગુઠામાંથી પ્રગટાવીશ."

"હું હારી નાંખીશ. દેવી! આ ભાણ બાળબ્રહ્મચારી છે." જાણે કોઇ અદ્રશ્ય આઘાત લાગ્યો હોય નહીં તેમ ભાણુના શબ્દો સાંભળી સોહેણી દશ કદમ દુર પાછી હટી ગઇ.

"શું ભાણ નાગ બાળબ્રહ્મચારી?"

"હા, ભાણ નાગ ત્રણ કવચધારી ને વળી બાળ બ્રહ્મચારી." ભાણે સોહેણીને શાંત કરી દીધી.

દંતકથા કહે છે કે ગારૂડીની પુત્રીએ જ્યારે નાગને બાળી ભસ્મ કરી દેવાની બીક દેખાડી ત્યારે નાગે ગારૂડીને સજીવન કર્યો. દીકરીના હર્ષનો પાર રહ્યો નહીં.

આપણે આપણી વાત આગળ ચલાવીએ. દૂર રહી સ્થિર થઇ ઉભેલી સોહેણીને અંગે અંગે કોઇ દૈવી પ્રકાશ ભાણની ચક્ષુએ ચડતાં તેની ચક્ષુઓ ખુલ્લી ગઇ.

"શું સાક્ષાત માવડી ખોડીઆર પોતે!" આમ ભણતો ભાણ માતાજીને પગે પડવા જાય છે ત્યાં સોહેણીને અંગે વસેલાં દેવીએ હાથ ઉંચો કરી તેને નમતો અટકાવી દઇ પોતે અદ્રસ્ય થઇ ગયાં.

"નાગરાજ, તારી વંદના દેવીને હોય મને નહીં. તારાં અંતરનાં નમન દેવીએ સ્વીકાર્યાં. ધન્ય છે તને નાગ ભાણ! તારૂં શીશ આ સોહેણીને શે નમે? અનમ ભાણ તે તો અનમજ રહેવાનો."

ભાણ સ્થંભી ગયો.

"ને હવે મારા બાપનો મૃત દેહ મને આપ એટલે મારૂં કર્તવ્ય હું કરી લઉં. એને માર્યાનું પાપ તારે શિરે નહીં પણ તારા ભાઇ કહાણને શિરે રહેશે. મારો ભોળો બાપ તારા ભાઇનો ભરમા વ્યો ભમ્યો તો એની આ દશા થઇ." સોહેણી નિમાણી બની ગઇ.

"દેવી સોહેણી, આપના પિતા દેવીશરણ થયા છે એમ જેણે આપને કહ્યું હોય તેણે તદ્દન અસત્ય વાત ઉચ્ચારી છે."

"ત્યારે શું મારા બાપા હયાત છે?"

"હા હજારવાર હયાત છે. એમને તો માત્ર મૂર્છાઘાતજ થયેલો, જૂઓ એઓ જાતેજ મારા નાગમંગાઓની સાથે આપણી તરફ આવી રહ્યા છે." ભાણુ નાગનો આ ખુલાસો સાંભળી સોહેણીના હર્ષનો પાર રહ્યો નહીં. બાપાને જીવતા જાગતા દેખી તે દોડી ને પગે પડી દીકરીના હર્ષાંસુએ પિતાના પગ પખાળી નાંખ્યા.

"દીકરી તું આંહી, ને નાગની સામ્હી?"

"હા, હું આંહી, મારા બાપને બચાવવા."

ભૂઆએ નાગની બાજૂથી મ્હોં ફેરવી નાખ્યું.

"બાપા, એ આપણા રક્ષક છે. અષ્ટભુજા ધારિણીના આઠે હાથ એની રક્ષા કરે છે." સોહેણીએ નાગનો પ્રતાપ પાધરો કર્યો.

હવે ભુવો ધુણ્યો. ડાકલાં વાગતાં જાય તેમ તેમ તે આગલી પાછલી વાતો કરતો જાય. સૌને આશીર્વાદ આપતો જાય અને હીંગળુવર્ણાં હાથના થાપા મારતો જાય. ભાણુને થાપો મારી તે ભેટ્યો ને જાણે કોઇ ભવ ભવની ઓળખાણ હોય તેમ આનંદમાં આવી નાચવા લાગ્યો.

"દીકરી સોહેણી, તારા ભાઇ પાસેથી વીર પસલીની ભેટ માગી લે. ભાણુ તારો આગલા ભવનો ભાઇ થાય." ભૂવાએ ભવ ભવના સંબંધ સંભળાવ્યા.

એના આ શબ્દો સાંભળી નાગ સેનામાં હર્ષનાદ ગાજી ઉઠયો. સોહેણી ને ભાણુ, બ્હેન ભાઇ તરીકે મળ્યાં. બ્હેને ભાઇનાં દુખડાં લીધાં, ભાઇએ બ્હેનને પસલા ભરી પસલીઉં દીધી, મ્હોં માગી ભેટું દીધી. આ પ્રસગે ભાણે તથા તેના નાગમંગાઓએ હર્ષનાદ કરી રણક્ષેત્રને નિનાદીત કરી મૂકતાં જે મહાધ્વનિ કર્યો તે કારણે તે સ્થળે વસેલું ગામ આજ દિન પર્યંત નાગધ્વનિ નામે નામાંકિત થયેલું છે.

નાગધાર ને નાગધ્વનિ કચ્છના મહા નાગરાજો ભૂજીઆ અને ભાણીઆની અવિચળ કીર્તિ આજે પણ જળવી રહેલ છે.

ભાણુ નાગે સમય જતાં કહાણુની સાથે સલાહ કરી ભાઇનું મન મનાવી લીધું.

ગુણુ મથા ગુણુ કરે, સે ત સાધી વટ;
અગુણુ મથા ગુણુ કરે, તડેં વડી ખટ;

આ કચ્છી કહેવતને ભાણુ નાગે સિધ્ધ કરી બતાવી. ગુણને બદલે ગુણુ કરવો એ તો સાધારણ રીત છે પરંતુ અવગુણ ઉપર જે ગુણુ કરે યાને અપકારનો બદલો ઉપકારથી જે વાળે તેજ ખરો

ખાટયો સમજવો. આવી ખાટપ ભાણુ નાગ ખાટયો. ભાઇના એક પુત્રને પોતાની પાસે રાખી તેને વારસ બનાવી નાગ ભાણુ ભાગ્યશાળી થઇ ગયો. આ વારસના વંશમાં થયો પ્રતાપી ચાંપો, જે નાગ ચંપા તરીકે કચ્છમાં પણ કીર્ત્તિ પામી ગયો જેની વાત જૂદી છે તે વળી કોઇ અન્ય પ્રસંગે વર્ણવાશે.

ભુજીઆના પ્રતાપી વંશજ ભાણીઆ સંબંધીના દુહા જેને લલકારવા હોય તે પદ્ધરના મહીધરને સંભારી ભલે લલકારે જે-

હે ભુજીઆરા ભાણુ! આણ તારી દશ દિશે;
પણ ભુંડો તારો કહાણુ, ભાઇ ભાંગવા ભાટકયો. (૧)

હે ભુજીઆરા ભાણુ! કહાણે કીધા કારસા;
પણ ખિથો નહીં પાણુ, નાગધાર નવાહીમાં. (૨)

હે ભુજીઆરા ભાણુ! કહાણ ગનાવે માણુને;*
ખરચી સોનાં ખાણુ, ભાઇ સગાને નાથવા. (૩)

હે ભુજીઆરા ભાણુ! બાણુ બળુકાં તાહરાં;
કાઢી કચ્ચર ઘાણુ, વેરીને વસમાં થયાં. (૪)

હે ભુજીઆરા ભાણુ! આણુ રાખી તેં કાચ્છરી;
નમાવીને નવ નાથ, પત રાખી તેં ભાણીઆ. (૫)

* માલા ભુવાને

હે ભૂજીઆરા ભાણુ! જાણુ થઇ આ જગતમાં;
તાતાં તારાં બાણુ, શત્રુથી રહેવાય ના. (૬)

હે ભુજીઆરા ભાણુ! તાણુ તારી આ કચ્છમાં;
તું જેવા જુવાણુ, કાચ્છે ક્યારે પાકશે? (૭)

હે ભૂજીઆરા ભાણુ! આણુદાણુ તારી બધે;
માંને મોટા મ્હાણુ, મોટપ તારી ભાણીઆ. (૮)

હે ભૂજીઆરા ભાણુ! પાણુ તારી પાખોડના;
પાથરતા નિજ પ્રાણુ, બડ જશીઓ તું ભાણીઆ (૯)

હે ભૂજીઆરા ભાણુ! બાણુ તારાં બળુંકડાં;
અરી ધર મોટી કાણુ, તેં મંડાવી ભાણીઆ. (૧૦)

હે ભુજીઆરા ભાણુ! માણીગર તેં મારીઆ;
તારે તોલે આજ, કોઇ ન દેખું ભાણીઆ. (૧૧)

હે ભૂજીઆરા ભાણુ! લાણુ લીધી તેં લાખીઆ;
લાખેણા હે રાજ, લાજ રાખી તેં કાચ્છરી. (૧૨)

હે ભૂજીઆરા ભાણુ! હાંણુ કરી હટાવીઆં;
વેરી દળડાં વેરતાં, ભારી કીધી ભાણીઆ. (૧૩)

હે ભૂજીઆરા ભાણુ! સોહણુલીના વીરલા;
ભવ ભવની ઓળખાણુ, તાજી તારે ભાણીઆ. (૧૪)

હે ભૂજીઆરા ભાણુ! નાગ વંશ સોહાવીઓ;
નાગધારના નાથ, કચ્છો તેંજ મલાવીઓ. (૧૫)

હે ભૂજીઆરા ભાણુ! ભોમ ભૂજીઆરી ભણુભણે;
સોરઠવાસી શાણુ; કચ્છો તેં ન વીસારીઓ. (૧૬)

હે ભૂજીઆરા ભાણુ! મા'ને શીશ નીમાવીઆં;
સોહણુલીના વીર, વીરો ખરો તું કચ્છરો. (૧૭)

હે ભૂજીઆરા ભાણુ! સુરજ સાખું પૂરશે;
સત તારાં સુજાણુ, સતવાદી સાચ્યાં ભણે. (૧૮)

હે ભૂજીઆરા ભાણુ! ભાખે મહીધર પદ્ધરે;
ભિલે ભુજ ભુજોડીઉં, પણુ પદ્ધર મારો પાધરો. (૧૯)

હે ભૂજીઆરા ભાણુ! કચ્છી તું સોરઠ વસ્યો;
પણુ હું પદ્ધર પાદરે, ભૂજીઓ ભાળું ભાણીઆ. (૨૦)

હે ભૂજીઆરા ભાણુ! પ્હાણુ પથ્થરના પાધરા;
વડીઆ હેઠળ વાતડી, કીધી તારી ભાણીઆ. (૨૧)

* * *

અને છેલ્લે ભૂજીઆરાજીનું નામ સ્મરણુ કરાવતા ભૂજીઆ ડુંગર વિષેની કચ્છી સાક્ષર શ્રી. દુલેરાય કારાણી મુંદ્રાવાળાની ચેતનવંતી કડીઓ પણુ કંઠસ્થ કરી લ્યો.

કવિ—

" ભૂજીઆ કિલ્લા ભુજ જા, કાછેજા સણુગાર !
ઉભો ઐંયે આકાસમેં, સૂરેંજા સરઘાર !
જોગીડા તો તેં ઉગા, જુગેં જુગેં જા ઝાડ,
કચ્છજો કીર્તિ-થંભ તું, તો તેં કેંક મધાર.
અય જોદ્ધા જુડ ધાર ! અજ ઝાંખો ભાંઇયેં કીભલા ?"

ભૂજીયો-

"ઝાંખો ભાંઇયાં ન ત ભલા, જોર અણુકાં કીં ?
ચિત્તડેમેં ચુણુકેં વિઠા..., ધીંગાણેં જા ડીં,
કુડંધા વા હિન કોટમેં, સૂરા કેસર સીં,
અજ રડેં તું રિઢડ્યું ને બકરીઉં બુવાડીં,
ઉભો ન્યારીયાં ઇં, રણુ કોડીલા કિતવ્યા ?

* * *

રણુકોડીલા કિત્તવ્યા, જોરાતા જુવાણુ ?
તરારીયેંજે તેજજા, આખીયેં મિંજ એંધાણુ,
મિઠે વતનતા મરી ફિટણુજી, અખંડ જેંજી આણુ,
રમખાણેંજી રગંજ જા, પલપલમેં પરિયાણુ;
ધીંગા ધનુસ બાણુ, ધબજી વ્યા અજ ધૂડમેં.

* * *

ધબજીવ્યા અજ ધૂડ઼મે, રણુ સુરેંજા સ્વાગ,
સિંધુડા સોણાઇને, રણડંકે જા રાગ,
અખીયેં આંસુડાં અચેં, અંગ જલેતી આગ,
સૂરા સાવજડા જિડાં, મુડે઼આ નડીં માગ,
ઉડાં ઉડામેં કાગ, કારા ને 'કા-કા' કંધા.

* * *

કારાને 'કા-કા' કંધા, કાગ કરીં કરરાટ,
ગજેં ઘુ્યા 'ઘૂ-ઘૂ' કંધા, ઘુવડેંજા ઘૂઘાટ,
ભેરવલું ભેંકાર ને, હોલેંજા હૂંકાટ,
સટું કઢેતા સિયાડીયા વનરાજેંજી વાટ,
અંતરમેં ઉચાટ, કૈક અચેં ને કૈક વિંઝેં.

* * *

કૈક અચેં ઉચાટ હી, થર કેડા નિકર્યાં?
કૈ કૈ હિન ધરતી મથે, ધાડ઼ ધાંસ થેઆ,
જંઞલું જોરાતીયું, નારીં નાદ કેઆ.
ગોર ગલોલા રાતડીં, ગોરેં ગજી વેઆ,
ખાંડેં ખેલ કેઆઁ, ઝુડી઼યેં પ્યા તે ઝાટકા.

* * *

ઝુડી઼એં પ્યા તે ઝાટકા, પણુ જલ્યા નરેં ઝુંઝાર,
ખડ઼કેં જે ખણુણાટજા, રણુકેં જિત રણુકાર,

કાતિલ છુટેં કટારીયું, ભાલા બ્યા ભેંકાર,
કનેં મિંજારા પ્યા કુ છે, અજ પણ ઊ ભણકાર,
જામઇ તે ઝમકાર, રણ–જોગીડેંજી હિડાં.

* * *

રણ–જોગીડેંજા હિડાં, જંગી જામ્યા જંગ
કેસર રંગયું કફનીયું, કેસર રંગેઆ અંગ
કંકુ વરણી કાયમેં, 'વા ભડવીર ભુજંગ
રણ–રતડેં જે રંગ સેં, રંગજેં જેંજા અંગ
અડીયલ વા અણભંગ, ડંક વગાતે ડેસ મેં.

* * *

ડંકા ડેસ વિદેસમે, વંકા વજેં હુમેસ,
વંકા થનગન ઘોડલા, વંકા જેંજા વેસ,
કન તેં વંકા કાતરા, કંધ તેં વંકા કેસ,
કેડ કટારીયું વંકડયું, વંકા વીર વિસેસ,
ઉર વંકા આધેસ, રણ ખેલણજે રંગજા.

* * *

રણ ખેલણ જે રંગ જા, જેં કે તનમેં તાન,
સિંધુડે જો સડ સુણી, મુડસ થીએં મસ્તાન,
રતજી રેલમ છેલમેં, જોગીડા ગુલ્તાન,
મીંઢળ બંધેં હથડેં, કૈંક કનૈયા કાન,
ઝૂઝયા તે જુવાન, મથા મંઢે મેધાનમેં.

* * *

મથા મંઢે મેધાનમેં, ધડ઼ તે ઠેંકયા ધાર,
કો જાણાં ઉ કિતબ્યા જાડે઼જા ઝૂંઝાર,
હોથી હેંમથવાન ને, પાડ઼ સમાં પડે઼યાર,
મેધાનેંજા મોવડ઼ી, મુડ઼સ મીંયાણા સાર,
તિન ડીંજી તલ્વાર, તનમેં તી તાજી થીએ.

* * *

તનમેં તા તાજા થીએં, અસલી ઊ અનવર,
ધીંગાણેંજી ધ્રાં સુણી, ઉડંધા અચેં અક્કર,
ઘોડી઼ બજંધે બરૂકેંસેં, કુત્તરા રખેં ન ડર,
સસલા પણ હિત સ્વાનસેં, લડંધે ખણેં ન લર*
સનાંય ભનેં સગર, હિન પીરાણેં પટ્ટમેં.

* * *

હિન પીરાણેં પટ્ટજો એડો ૰પસી પ્રતાપ,
કોટ કેઆં હી કોડ સેં, અજીત આપો આપ.
અજ ખિરી ખંઢેર થ્યો, કુંગરેં તેં પ્યો કાપ,
હિકડ઼યું હીયેંમેં હોરીયું, એડ઼યું લગ્યું અમાપ,
બૈરૂં વરારૂં બાપ! કૈક પૈયું અં પેટમેં.

* * *

---

* રાઓશ્રી ખેંગારજી પહેલાએ ભુજીઆ ડુંગરપર એક સસલાને કુતરાની સામે લડતાં જોયું તેથી આ સ્થળ પ્રતાપી જાણી ત્યાં કિલ્લો બંધાવાયો છે એમ કહેવાય છે.

કૈક પૈયું એં પેટમેં, કઢણ્યું કિડાં ખણીં?
મુડ.સેંજી મુડ.સાઇ વઇ, મૂરેં સોત તણીં.
નિકરી વ્યા ઊ નાંગડા, જેં કે મથે મણી,
અજ સુરેંત્યું સીંધયું, વડા વર ખણીં,
મેધાનેંજા ધણીં, ઉગી ઉલીવ્યા ઓચંધા.

* * *

ઉગી ઉલીવ્યા ઓચંધા, જોદ્ધા જુદ્ધ-પ્રવીણુ,
કૈક મહાગુણુ મહાત્મા, નમણાં નેક યકીન,
કે પાલક ડાતાર પણુ, વૈ ને થેઆ વિલીન,
એડે. નર રત્નેં છડયાં, જેંની કચ્છ જમીન,
તેનુંણી 'યાસીન'! ઝાંખપ આવઇ જાનમેં."

["સ્વદેશ" દીપોત્સવી-અંક.]

સંવત: ૧૯૮૪.



# જગ્યે જગડુ.

કચ્છમાં બે જગડુ થઇ ગયા, પણ—એ બેમાં કોને વખાણીએ?

શિરના સોંપણહારને, કે દાના દાતારને?

આ પ્રશ્નનો ઉત્તર અપાય છે કે બન્નેને. જુનો જગડુ તે જગડુ રિયાણીઓ, ને બીજો તે જગડુ દાતાર ભદ્રેશ્વરવાળો.

અત્રે જુના જગડુની વાત કહેવામાં આવી છે. આ જગડુ રિયાણ પટ્ટણનો રહેવાસી હતો. રિયાણની જાહોજલ્લાલીનો અંત આવ્યો પણ જગડુની નામનાનો અંત ન આવ્યો રિયાણના વિનાશ બાદ રૂકમાને તીરે સમુદ્ર સંગમ સ્થાને રાયપુરની સ્થાપના થઇ, જે રાયપુર પાછળથી કચ્છ માંડવીનાં નામે ઓળખાતાં, જુનો જગડુ પણ માંડવીવાળા જગડુ તરીકે જાણીતો થયો ને તેનો રિયાણ સાથેનો મૂળ સંબંધ વિસારે પડયો.

રિયાણ પટ્ટણના આબાદીભર્યા અરસામાં જગડુ શેઠનાં વહાણો સમુદ્રનાં પાણી વર્ષો થયાં ડોળી રહ્યાં હતાં.

કચ્છથી લંકા ને લંકાથી જાવા પર્યંત જગડુ શેઠની પેઢીઓ જામી પડી હતી. શેઠની મીઠી નજરથી મુનિમો માલદાર બન્યા હતા, ગુમાસ્તાઓનાં દાળેદર દફન થઇ ગયાં હતાં, ને જ્યાં જ્યાં જગડુ-શાહની પેઢીઓ હતી ત્યાં ત્યાં અનેકાનેક ગરીબ ગુરબાંની ભૂખ ભાંગી ગઇ હતી. રિયાણીઆ શેઠે કચ્છથી જાવા પર્યંત સ્વદેશની નામના વધારી મૂકી હતી, "જે જાય જાવે તે પાછો નાવે; જો પાછો આવે તો પરીઆંનાં પરીઆં ખાવે," આ કહેવત જગડુ શેઠે ખરી કરી બતાવી હતી. શેઠ પોતે જાવા સૂધી સફર મારી આવ્યા હતા, અઢળક ધનનું સંપાદન કરી આવ્યા હતા, એટલે રિયાણમાં બેઠે બેઠે ખાધા કરે તોપણ કોઇ વાતનો તોટો આવે એમ નહોતું; પરંતુ વેપારી બચ્ચો એમ હાથ જોડી બેસી શેનો રહે? ને તેમાં વળી આતો કચ્છી વેપારી. કચ્છ કાંઠીના વેપારી એટલે તો પછી અલ-ધીજ સમજવી. શ્રીમંત શાહે વેપાર રોજગાર ચાલૂ રાખ્યાં ને હજારોને હાથ દીધા.

હવે એકવાર શેઠનો વિચાર પેઢીઓની તપાસ અર્થે લંકા સુધી પુનઃ સફર મારી આવવાનો થયો. કુટુંબીજનો શેઠને એકલા જવા દેવા ખુશી નહીં, એટલે ઘરવાળાં થયાં તૈયાર ને દીકરાઓએ પણ સોનાની લંકાના દર્શન કરવા કમ્મર કસી. બે વહાણ કુટુંબ-કબીલા માટે ને ત્રણ વહાણ રક્ષણ માટે એમ જગડુશેઠનો પંજ-જહાજી કાફલો રિયાણ પટ્ટણને બંદરેથી નદી રૂકમાને નમન કરી સમુદ્ર પંથે પળ્યો, સમોડે વાવડે દખણાદી મુવાડે જળ માર્ગ કાપતો

કચ્છી કાફલો, મલબાર, માલદ્વીપ ને સીંહલદ્વીપના મુલ્કોમાં વેપાર વણજની તાજી બાતમી મેળવી શેઠની આજ્ઞાનુસાર કચ્છ દિશે પાછો વળ્યો. પશ્ચિમ કિનારો સારોયે પસાર થઇ ગયો, સ્થંભતીર્થ કિંવા ખંભાતનો અખાત પણ આવી ગયો, અને જ્યારે સોરઠી કંઠારનાં પાણી દેખાવા લાગ્યાં ત્યારે શેઠે નાંખવાને બોલાવ્યો.

"શેઠજી શી આજ્ઞા છે?" સામુદ્રીએ પ્રશ્ન કર્યો

"માતાજીના દર્શન કરવા છે."

શેઠના આ શબ્દો સાંભળી સામુદ્રી સુડક થઇ ગયો, આભો બની ગયો, તેની મુખમુદ્રા ઉપર ગ્લાનીની ઝાંઇ ઢળી ગઇ.

"પર્વત! વિચારમાં કેમ પડયો? શું પર્વત સામુદ્રીને પણ મોતનો ડર લાગ્યો?" શેઠે સામુદ્રીને પડકાર્યો

"નહીં, શેઠજી નહીં. કચ્છી નાંખવો મોતને તો જન્મતાં વેંતજ વળાવી ચૂકયો હોય છે. આપને મારા શાહને પણ મોતનો ડર હોય એમ હું માનતો નથી, પણ—"

"પણ શું!" શેઠે સામો પ્રશ્ન કર્યો.

"મારા અન્નદાતાનું કુટુંબ સાથે છે એટલે મારૂં મન પાછું હડે ખરૂ." નાંખવાએ ખરી વાત કરી દીધી.

"સોરઠને કાંઠે કચ્છનાં કે બીજાં વહાણો નાંગરી શકે નહીં ને નાંગરવા જાય તો ભાંગીને ભૂકો થઇ જાય એ સ્થિતિનો અંત આપણે કચ્છીઓ ન આણીએ તો બીજું કોણ આણવાનું હતું?"

માતાજીનો કોપ છે માલીક; ત્યાં આપણું માનવીનું શું ગજું ?" પર્વતે શેઠને ડગાવવા પ્રયત્ન કર્યો.

"મારે તો મા'ને મનાવી લેવાં છે ને દેવીની દયાથીજ સોરઠી કંઠારપર સલામતી સ્થાપવી છે." જગડુ શેઠે છેલ્લી આજ્ઞા આપી દીધી.

"ભલે ત્યારે; માતાજી, માતાજી. બીજું શું." આમ બોલતો પર્વત સામુદ્રી સુકાન ભણી પાછો વળ્યો.

* * *

દંતકથા કહે છે કે એક કાળે પાર્વતીજી અને શિવજી વચ્ચે સંવાદ ચાલી રહ્યો હતો, ત્યારે ભોળા શિવજી સામ્હે પાર્વતીજીએ રૂસણાં લીધાં. કૈલાસપર્વતની કસોટી કરવા પાર્વતીજી કૈલાસ તજવા તત્પર થયાં ત્યારે મહાદેવ કહે છે "દેવી, નિવાસ સ્થાન ક્યાં રાખશો ?" દેવી કહે "હિમગિરિ તજી હવે તો સમુદ્ર તીરે." મહાદેવ મૌન ધરી બેસી રહ્યા ને દેવી કૈલાસથી પ્રયાણ કરી ગયાં. ને અનેક સ્થળો પૈકી સૌરાષ્ટ્ર કાંઠે સાગર ને સરિતાનાં સંગમ સમીપ આવેલી નાની નાની ટેકરીઓની ધાર દેવીના ધ્યાનમાં આવી; પરિણામે હાલના કાઠિયાવાડ પ્રદેશે મિયાણી નામક જે મહાલ કહેવાય છે તે મહાલનાં ગઢવી ગામ સમીપ વહેતી વર્તૂના તીર પ્રદેશે આવેલી પર્વતીય હારમાળા પર કોકિલા કિંવા કોયલ સ્વરૂપ ધરી પાર્વતીજીએ નિવાસ કર્યો. દેવીના પ્રતાપે એ ન્હાની ન્હાની ટેકરીઓ ઉપર અન્ય પણ

અનેક કોયલો આવી વસી કોયલડીના આલ્હાદક ટહૂકારો આસપાસના પ્રદેશની રમણીયતામાં ઑર વધારો કરી રહ્યા.

સાગર સરીતા ને કોકીલાના મધુર સરોદો લીધે એકાંતવાસના અધિકારી જનોનું ત્યાં આકર્ષણ થવા લાગ્યું ને તે સમયથી ત્યાં આવેલી ટેકરીઓ કોયલડી નામે ઓળખાતી આવી હશે, એ શંકર પાર્વતીજીની વાતોમાં ઝાઝું માથું માર્યા વિના આ કોયલડીધારનો સંબંધ આપણી વાત સાથે કેવા પ્રકારનો છે તે આપણે હવે જોઇએ.

વર્તૂ નદીનો વિશાળ મુખ પ્રદેશ, જે સ્થળે સમુદ્ર સંગમ કરી રહ્યો છે તે સ્થળે નદીને તીરે ટેકરી ઉપર માતા હરશદનું મંદિર આવેલ હતું. ટેકરીના શિખર પ્રદેશપરનાં આ મંદિરનાં દર્શન દરિયામાંથી પસાર થતાં વહાણોને દૂરદૂરથી પણ જો થઇ જાય તો તે વહાણો ખરાબે ચઢી જાય ને દેરી મંદિરનાં દર્શન થતાં લાભ થવાને બદલે જીવની હાની થાય, વહાણોનો ખુર્દો થઇ જાય, માણસોનો મરો થાય. પરિણામે આ દેરી દેખાય નહીં એટલે લાંબે અંતરેથી સફર કરવામાં સલામતી મનાતી, અને એ કારણે સોરઠી કંઠારનો મોટો ભાગ સદાનો શૂન્યકાર સેવતો.

આપણા જગડુ શેઠને કાને આ વાત વખતો વખત આવેલી એટલે તક મળ્યે માતાજીના કોપનું નિવારણ કરી સોરઠી સમુદ્રની સફર સલામતી ભરી કરી નાંખવાનો દ્રઢ નિશ્ચય શેઠજીએ કયારનોયે કરી નાંખ્યો હતો. લંકાથી પાછા વળતાં આવી મળેલો અવસર

એળે જવા આપે એવો જગડુ શેઠ નહીં જેથી આપણે જોઇ ગયા છીએ તે પ્રમાણે તેના તરફથી નાંખવાને આજ્ઞા અપાઇ ગઇ.

શેઠવાળું વહાણુ સોરઠ દિશે વળ્યું ભાળી બીજાં વહાણવાળાઓને અજાયબી ઉપજી કે પર્વત નાંખવો ચૂકયો કે શું? તેઓએ નિશાનો ચઢાવી પર્વતને ખબર દીધા, પરંતુ પર્વત તરફથી સામું નિશાન આપવામાં આવ્યું કે જે થયું છે તે શેઠજીની આજ્ઞા પ્રમાણેજ થયું છે. વહાણવાળા માઠ કરી બેસી રહ્યા અને "થાય તે ખરી" એમ બોલતા પોતાનાં વહાણોના મોરા પણ સોરઠ દિશે ફેરવી માર્યાં.

હવે જગડુ શેઠ માતાજીનું સ્મરણ કરતા બેઠા છે ત્યાં નાંખવે ખબર આપ્યા જે "શેઠ સાવધાન, દેરી તરત દેખાવી જોઇએ." નાંખવાની સૂચના સાંભળી શેઠ ઉઠયા અને મંદિરની દિશા તરફ મ્હોં કરી ઉભા. થોડીવારમાં મંદિરનું શિખર દેખાયું, મંદિર પણ દેખાયું ને શેઠજીએ દુરથી દર્શન કરી નમન કરી લીધું, ત્યાં તો નાંખવે વીલે મોઢે ખબર આપ્યા જે-

"શેઠ, સાથેનાં ચારે વહાણો ડુબી ગયાં."

આમ જ્યાં સમાચાર મળે છે ત્યાં તો શેઠવાળો કોટીઓ પણ કડેડાટ કરતો ખડક સાથે ખટકયો; પાણી ભરાયાં, ને એ પણ ગયો.

દૈવની ગતિ ન્યારી છે. રામ રાખે તેને કોણ ચાખે? માતાજી મહેરું કરે ત્યાં દરિયાલાલ પણ દયાવંત બની જાય. પાંચે વહાણનાં

માણસો પાટીઆંઓની મદદથી કાંઠા ઉપર તરી નીકળ્યાં; કેટલોક માલ તરી નીકળ્યો, ને ડુબે નહીં એવી ત્રાફાડોઓમાં ભરેલાં મૂલ્યવાન જર ઝવાહીર પણ હાથ લાગ્યાં. શેઠનો સંઘ કોયલડીની તળેટીએ માતા હરશદીને આશરે આવો રહ્યો. આસપાસના ગામડાંઓમાં આ વાત ફેલાતાં ગ્રામ્યજનોએ બનતી સહાય આપી સંઘનાં તાત્કાળીક કષ્ટનું નિવારણ કર્યું.

આરંભમાંજ આટલું દુઃખ પડયા છતાં જગડુ શેઠ પોતાના મક્કમ વિચાર પરથી ડગતો નથી. માતાજીનો કોપ ટાળવા શેઠજી આ બધું જોખમ વ્હોરી રહ્યા છે એ હકીકત ગામ લોકોને જાણ થતાં એ સ્થળે મનુષ્ય મેદની સારી જેવી ભરાવા લાગી દેવીને પ્રસન્ન કરવા શેઠજીએ તપ આદર્યાં. આરંભમાં એક ટાણું; પછી દૂધાહાર; પછી ફળાહાર, પછી જળાહાર એવી રીતે શેઠજી દેહને કષ્ટવા લાગ્યા, પરંતુ માતાજી પ્રસન્ન થતાં નથી એટલે માત્ર વાયુ ભક્ષણ કરી દેહ પાડવાનો દ્રઢ નિશ્ચય કરી દેવીની પ્રતિમા સન્મુખ આ મનોબળધારી શેઠજી ધ્યાન ધરતા બેસી રહ્યા.

અન્ન, જળ, વિના આઠ દિવસ ને સાત રાત્રી જેટલો સમય વ્યતીત થયા બાદ આઠમી રાત્રીએ શેઠને દેવીએ દર્શન દીધાં અને પ્રસન્ન મુખે વરદાન માંગવા કહ્યું, ત્યારે માતાજીનાં સાક્ષાત દર્શન કરી કૃતકૃત્ય થએલા શેઠજીએ માગી લીધું જે "માવડી, કૃપા કરી કોકિલા ટેકરીનાં શિખર પરથી તળેટીએ વાસ કરો ને પ્રવાસીઓ પ્રતિ દયા દાખવો."

જગડુ શેઠની આ વિનંતી સાંભળી તેની વિશેષ કસોટી કરવા મહાકાળીનું ઉગ્ર સ્વરૂપ ધારણ કરી દેવી વદ્યાં—

"વત્સ! તારા સરીખા તપોધનનું વેણ રાખવા શિખર પરથી તળેટીએ વાસ કરૂ, પરંતુ ઉતરતી વેળાએ મારે પગલે પગલે એકેક પાડાનું બલિદાન આપવાનું તારાથી બનશે?"

માતાજીનાં આ વચન સુણી શું શેઠ થથર્યો? ના, ના એ શેઠીઆ બીજા. મા'નો બોલ એણે માથે ચઢાવ્યો ને સંખ્યાબંધ પાડાઓ એ સ્થળે મંગાવી રાખ્યા. બસ, પછી તો માતાજી જેમ એકેકું પગલું તળેટી ભણી ભરતાં જાય છે તેમ એકેક પાડો વધેરાતો જાય છે. આમ કરતાં કરતાં ત્યાં આણેલા બધાયે પાડાઓ વધેરાઇ ગયા, પણ દેવી હજુ છેક તળેટી પર્યંત આવ્યાં જણાયાં નહીં; કારણ કે મહાકાળીએ એવાં ધીમાં પા પા પગલાં માંડયાં કે પાડા ખલાસ થાય પણ તળેટીએ ના પહોંચાય. પાડા ખૂટયા. હવે શું કરવું? એ ટાણે બીજા પાડા એટલાજ આણી શકાય છે!

શેઠ જરાયે ખંચકાયો નહીં "દેહં પાતયામિ વા અર્થમ્ સાધયામિ" એવા આ મહા મનોબળધારીની દ્રષ્ટી તેની સહધર્મચારિણી પત્ની પર પડી.

દંત કથા કહે છે કે માતાજીને મનાવવા જગડુશેઠે પોતાની સ્ત્રીનું તેમજ બે પુત્રોનું બલિદાન આપ્યું છતાંયે જ્યારે મહાકાળી

તળેટી પર્યંત આવી પહોંચ્યાં નહીં ત્યારે તેણે પોતાના દેહનો ભોગ પણ આપ્યો. કસોટી પરાકાષ્ટાએ પહોંચી ગઇ.

માલીકની બાળબચ્ચાં સહીત આ દશા જોતાં પર્વત વિગેરે નાંખવાઓ માલીકનો માર્ગ ગ્રહણ કરવાનો વિચાર કરવા લાગ્યા ત્યાં તો બધુંયે દ્રસ્ય બદલી ગયું. દેવી પ્રસન્ન થયાં. મહાકાળીનું મહા ઉગ્ર સ્વરૂપ મહામાયાનાં શાંત ને સૌમ્ય સ્વરૂપમાં બદલાઇ ગયું, એ અષ્ટ ભુજાધારીણીની અમીદ્રષ્ટી પડતાંજ જગડુ વગેરે સજીવન થતાં કેમ જાણે નિંદ્રામાંથી જાગૃત થતાં હોય તેવી રીતે અંગ મરડતાં આળસ ઉડાડતાં ઉઠયાં. સમસ્ત મંડળીના હર્ષનો પાર રહ્યો નહીં ને દેવીના નામનો જયજયકાર થઇ રહ્યો. દેવીનાં સાક્ષાત દર્શન પ્રથમ જગડુશેઠને એકલાનેજ થતાં હતાં પરંતુ હવે તેનાં ધર્મપત્ની તેમજ પુત્રો પણ દર્શન પામી કૃતાર્થ થતાં, સૌ મહામાયાના પાય આગળ ઢળી પડયાં, અને તેનું અનુકરણ આખીયે મંડળીએ કર્યું.

મહામાયાનું પ્રસન્ન વદન દેખી શેઠજીએ બીચારા પાડાઓને સજીવન કરવાની યાચના કીધી. જગડુ સરખા પરમ ભક્તનો બોલ પાછો વળે? કદી નહીં? પાડાઓ પણ પાછા ચારે પગે ખડેખાંગ થઇ ગયા ને એ મહા ભયંકર દ્રસ્યને સ્થાને આનંદ મંગળ વર્તાઇ રહ્યો. માતાજી કોકિલા ટેકરીની તળેટીએ પધાર્યાં.

* * *

ભક્તરાજ જગડુ શેઠ તરફથી કોયલડીની તળેટીએ નવીન મંદિર બડી ધામધુમ સહીત બંધાવવામાં આવ્યું. માતાજીની પ્રતિમાનું ત્યાં યથા વિધિ સ્થાપન કરી, દેવીની આજ્ઞા લઇ જગડુ શેઠ સહકુટુંબ સ્વદેશ કચ્છ પ્રતિ સીધાયાં.

આ બનાવના સમાચાર વહાણવટીઓમાં ફેલાતાં કંઠાર પ્રદેશોમાં સર્વ સ્થાને ખુશાલી પ્રસરી રહી. સોરઠનો કાંઠો એ સમયથી સલામતિ ભરેલો છે. શિખર પરની જુની દેરી દેખતે છતે વહાણવટીઓ નિર્ભય છે; વહાણો ખરાબે ચઢતાં નથી, ભાંગતા નથી, ને આ બધો પ્રતાપ કચ્છી નરવીર જગડુ શેઠનો અદ્યાપિ મનાય છે. જીએં જગડુ!!!

# બારોટ.

તાલુકે માંડવી બાબ્રી સુરજબાનાં ગામ સરલીમાં રણમલ બારોટની હાક વાગે. મગદૂર નહીં કોઇનો જે સરલીની વસ્તીને સંતાપી શકે. રણમલની નામના માંડવી તાલુકે મોટી એટલુંજ નહીં પણ સમસ્ત કચ્છમાંયે મોટી અને તેમાંયે વળી ગરાસીઆ ને જાગીરદારો તો એના નામથીયે થરથરે, કારણ કે બારોટજીને સુટેવ એવી કે જેવું દેખે તેવું ભાખે. પોતે પડયા ચારણ ગઢવી એટલે જયાં જાય ત્યાં એને સારો આવકાર મળવોજ જોઇએ અને તેમાં જે ઉણપ રાખે તેની કાંકરી કાઢી નાખે. બારોટજીનાં માન મહારાઓશ્રી બીજા દેશળજીનાં દરબારમાંયે સારી રીતે જળવાય.

દૂલો દેસળ રા' કચ્છ પતિ કહાવીએ;
પ્રાતર લેતાં નાંમ, ભવ ભવ ફેરા ટાળીએ.

* * *

હવે એક સમે બારોટજીનો વિચાર કચ્છાટણ કરવાનો થતાં પ્રથમ અબડાસા તરફ ઉપડવાનો નિશ્ચય કર્યો. ચાડીકા માટે ફીચાડી

ઘોડી તૈયાર એટલે ગઢવીજીએ સરલી છોડી અબડાસા દિશે જવા પહેલાં ભૂજ ભણી આંટો મારી રાં બાવાનાં દર્શન કરવા ઇચ્છા ધરાવી.

બારોટજી વદે છે—

પ્રથમ સમર ગણપત, સો મહાદેવ મોહમાયા;
આદ ભવાનીં કીજે ઉપર, રિદ્ધ સિદ્ધ દેત સવાયા.
અબડાસા દિસ કીયો ઉમાવો, વિધવિધ કીજ વધારા;
કપૂતરાંકા બુરા કહાવા, સપૂતરાંકા સારા.

* * *

આવા આશય પૂર્વક રણમલ બારોટ પ્રવાસ માટે તૈયાર થયા એટલે—

કીયાડીને રણમલ કીયો, હેત તું ભેળી હાલે;
તો જાડેજા દેખાડાં જાલમ, માલ મોકળા માલે.

* * *

ઘોડી કીયાડીને ઉદ્દેશીને બારોટજીએ આ પ્રમાણે જાલમ જાડેજાઓનાં ગામો ને કામો દેખાડવાની લાલચ બતાવી ત્યારે કીયાડીએ અડ કીધી.

કારણ કે—

કીયાડી તદ ઘણુ વિધ કીયો, હેક વાત સુણુ અછે;
બાંધીને બેસીરે બ્હારો, પાર ન પૂછે પછે.

* * *

ઘોડી કહે છે કે મારી તું એક વાત સાંભળ. તું પોતે મને બાંધી કરીને ગમે ત્યાં બહારલી બાજુ બેસી કરી હુંગા કસુંબા ઉડાવે, અને તેની ધૂનમાં મારો પાર એટલે ભાવ પણ પૂછતો નથી જેથી મારો વિચાર તારી સાથે ચાલવા ઓછો થાય છે એટલે આમ અડ કરી ઉભી છું.

ઘોડીનાં આવાં વેણ સુણી—

ગઢવો કહે છે સુણરે ઘોડી, લોભ ઇતે કિમ લાધી;
ચાર વરસ તું ચડતે થીયાં, તે કેદી દુખણી કીધી?

ગઢવીજી ઘોડીને જવાબ વાળે છે કે કયારેયે નહીં ને આજે તું આમ અડીઅલ થઇ છે તે ભલે, પણ તારા ઉપર સ્વારી કરતાં કરતાં આજે ચાર વર્ષ થયાં તેમાં તુને કયારે દુઃખ દીધું તે તુ વાત તો કર. એકાદ દાખલો આપ તો માનું.

કચ્છમાં દાખલો તો દરેક બાબતમાં જોઇએ. દાખલો રજુ કર્યાં વગર કાંઇ કામ આગળ ચાલે નહીં. ડગ પણ ન ભરાય, એટલે બીચારી ઘોડીને પણ તેમ કરવું પડયું—

ઘોડી કહે છે સુણ ગઢવાજી, વાત કહાં એક વાણું;
હેક રાત બાંડીએ રહ્યાતા, ન મલ્યાં ત્યાં જોગાણું.

એક રાત એક વેળા બાંડીઆ ગામે ગુજારવી પડી હતી ત્યાં મને જોગાણુ ન મળ્યું ને ભૂખી રહી. ઘોડીની સાચી વાત સાંભ-

ણીને, બારોટજી હવે તેને મનાવી પટાવી મુસાફરી માટે તૈયાર કરવાની પેરવી રચે છે–

ગઢવો કહે છે સુણ રે ઘોડી, ભૂલી કયમ તું ભરમી;
બધે ઠેકાણે ન્હોય બાંડીઓ, કયાંક ઘણા છે કરમી.

કચ્છ ધરામાં ઝાઝા કરમી, એ છે વાત સચારી;
કદી અકરમી મળે કદાપી, તો કિસી કરેં મેં કારી ?

ગઢવીજી ઘોડીને સમજાવે છે કે એવી ભોળી થા માં; બધે ઠેકાણે કાંઇ બાંડીઆ જેવા ગામ નથી, બીજા તો બહુયે કરમી છે. કચ્છમાં શ્રીમંત ઝાઝા છે એ વાત તું સાચી માન, છતાંયે કોઇ જગાએ કદી એકાદ અકરમી મળી જાય તો હે ઠીયાડી! તેમાં હું શું કરૂં? મારો શો વાંક?

વળી વધુ સમજાવે છે જે–

હેક રાતમાં હશે અકરમાં, તેને એમ તવેથાં;
માવતરા સુજશજ ગાશાં, નક્કાં લાકડ ધારી લેશાં.

બારોટજીએ આવી હિમ્મત આપી ત્યારે પાંથુ ઉર્ફે ચારણ પ્રતિ ઘોડી કહે છે—

પાંથુ વાત ઇતિ જો પાળો, ભલે ભલાઇએ હાલો;
કાઠો માંડી ધણે કોડસેં, ચડયા ચડયા ચાડો.

ઠીયાડીની અડ ઉડી ગઇ ને કાઠું માંડવાની રજા મળી ગઇ એટલે રણમલજી ભુજને માર્ગે પળ્યા.

ભુજ મથેં તા આયા ભેદુ, જાડા રાવ જુહારો;
સઘળી વાતે શીખ અપાવી, સુકવિ તુર્ત સીધાયો.

* * *

ભૂજમાંથી મોં માગી શીખ આપી કવિશ્રીને સીધાવાની રજા મળી જતાં, નાગરેચા ગામે બારોટજી જઇ પહોંચ્યા. નાગરેચામાં એ સમયે જાડેજા કેસરજીના પાૈત્ર ચાંદોજી જાગીરના માલીક હતા. તેણે જુના રીત રિવાજ મુજબ બારોટજીની આગતા સ્વાગતા સારી કરી.

નાગરેંચે નર નાયક મિલયા, ચાંદોભાઇ વડ ચેંતા;
કેસર તણો પોતરો કરમી, રાખે જુની રીતાં.
ભૂપત દેખે તેડા ભાખે, રણમલ છંદો કિણી ન રાખે.

* * *

જેવા જેવા ભૂપતિઓ રણમલ્લ બારોટ ભાળે, તેવા તેવાજ તેને ચીતરવા અને કાંઇ છાનું રાખવું નહીં કે કોઇની સ્હેમાં લેવાવું નહીં એવો બારોટજીનો નિયમ હતો.

સાહેરા ગામે આવતાં-

સારો ગામ સાહેરો દીઠો, પીવા ખારો પાણી;
ખડ જોધાણુનો પતો મળે નહીં, પછી ફીયાડી કચવાણી–ભૂપત.

પરંતુ સાંધાણુમાં તેનો ખંગ વળી રહ્યો જણાય છે કારણ કે-

સાંધાણુમાં સુહાય હમોજી, ખૂબ બાજરા ખાવા;
કુડજર તણો ભેટયો કરમી, પાંથુ મોજ્ન પાવા--ભૂપત દેખે

પાંથુ એટલે ચારણને સાંધાણમાં ખૂબ મોજ પડી. તેરા મુકામે શું થયું તે જોઇએ.

તેરામાં જાડેજા પતાજી જાગીરદાર પાસે ઘોડો એક ઘણો જાતવાન હતો. રણમલ બારોટનો વિચાર એવો કે સાંધાણમાં ખૂબ ખાઇ પી કીયાડી તૈયાર થઇ છે તો એને તેરામાં તણાવીએ. પણ પતાજીને લાગ્યો લોભ, એટલે તેણે બારોટજીને કહ્યું કે "ગઢવી, કાં ઘોડી તણાવો, કાં રોકડી શીખ લ્યો. બેયે નહીં બને." બારોટજીએ ઘોડી તણાવવાનું પસંદ કર્યું અને જવાની રજા થઇ ત્યારે પતાજીએ શીખ ન આપી.

તેરેમેં પતોજી તબજે, જાડેજો ગુણ જાણું;
કીયાડીનો વીવા કીધો, ન દીઓ કોડી નાંણું--ભૂપત દેખે તેડા.

હવે નળીએ જતાં ત્યાંની સ્થિતિ વર્ણવાય છે–

નળીઆમાં તો નેવું પાંતી, એમ ઠકરાત કેમ ચાલે;
એક એકને અનેક કુંવરા, વર્ષે વધતા હાલે--ભૂપત દેખે તેડા.

આ જુદી જુદી પાંતીવાળાઓનો માંહોમાંહે અણબનાવ એક· બીજાને મ્હોં જોવાનો વ્હેવાર નહીં એવાં વેર. ગઢ તોડી પોતપોતાને ઘેર આવવાના જુદા જુદા રસ્તા કીધા, ને ડેલીમાં દાદર નાંખ્યા.

કુંભોજી જેહોજી જોયા, નિરખી જોયે નળીઓ;
ડેલીમાંથી દાદર કીધા, ફીટલ જેનો ફળીઓ--ભૂપત

* * *

કોટડી તરફ વળતાં ત્યાં સારૂં મજાનું ધોતીયું તથા માલ-લાધ્યો ઉંટ મળતાં--

માલો લખો કોટડી માંયે, કરે ઉજળો કાચ્છો;
દાતાએ તો દીની ધોતલી, ઉંઠ સમાપ્યો આથ્યો.—ભૂપત.

પણ આસંબીઆમાં ગઢવીને અઠીક લાગ્યું—

આસંબીએ તો કોઇ મ જાયા, લાંછન એને લાગી;
કાંધ જનોઇ ને ટીલાં કાઢે, વાધો થયો વેરાગી—ભૂપત.

આસંબીઆ જાગીરદારનાં જનોઇ ને ટીલાં ગઢવીજીને પસંદ ન પડયાં. ત્યાંથી કોજાચોરે જતાં સારી શીખ ન મળી કારણ કે ચાર ચાર વરસ થયાં ઉપજ બરાબર નથી આવતી એવું બહાનું બતાવવામાં આવ્યું.

કોજાચોરે રાણો ન મિલ્યો, લખેજી જશ લીધો;
ચાર વરસ થયાં ઉપજ નાવી, કરમ તણો દુ:ખ કીધો.—ભૂપત.

કુંભારડી ગામે ઠાકોરે વાતો મોટી મોટી કીધી ને બીજીવાર આવવાનું કહ્યું--

કુંભારડીનો ઠાકર કાજુ, સુલતાનજી બહુ સેલા;
બીજીવાર આવશું બાપા, વળી આવજો વેલા.--ભૂપત.

તુંધાતડ ગામે ગયા ત્યાં લખાજી ઠાકરે બારોટની સારી બરદાસ્ત કરી, છતાં ઠાકોર ઉપર ઠકરાણાંનો દાબ બહુ હશે એ એમને

અજુગતું લાગ્યું. જાણે બન્યું એમ જે ભાણાં પીરસાણાં ત્યારે જુદી જુદી ઘી ભરેલી વાટકીઓ મૂકવામાં આવેલ. બારોટજીનું ઘી ઢોળાઇ જતાં ઠાકોરે પોતાની વાટકીમાંથી બારોટની ભરી કાઢી પણ બીજું ઘી મંગાવવાની ઠાકોરની હિમ્મત ચાલી નહીં, જે ઉપરથી–

તું ધાતડનો ઠાકર નિભંવર, સઘળી વાતે સારો;<br>
પણ લખામાં એસો અવગણ, અગાળાનો ઓશીઆળો–ભૂપત.

સુજાપરમાં શું બન્યું? ડેલીમાં બારોટજી બેઠા હોય એટલે મુખ્ય ડેલીએથી દાખલ ન થતાં પાછળની બીજી બારીઓ વાટે ઘરમાં ગરાસીઆ ભરાઇ જાય છે એમ બારોટજીને જણાતાં—

સુજાપરમાં શેરી ઝાઝી, પછવાડેથી પેસે;<br>
ડેલીમાં તો રણમલ ડખઝે, બાઇઆં પાસે બેસે.—ભૂપત.

ભીમાસર જતાં અધવચ્ચેજ પાછા વળવું પડયું—

વાઘેલા વાગરી જેવા, ભીમાસરમાં ભાળ્યા;<br>
આથમતાના દેખી આવતાં, વેદક પાછા વાળ્યા.—ભૂપત.

પરંતુ મનફરા મુકામે હેમર કહેતાં ઘોડો સારી કીંમતવાળો મળ્યો.

મોટી જગા આદ મનફરો, વર્તે ધર્મરી વાડી;<br>
ગોદડીઆ કંથડરી ગાદી, હેમર દીઓ હજારી.—ભૂપત.

લાકડીઆનો અનુભવ આપે છે કે—

લાકડીએ તો લેવા ગ્યા તા, દીઠા ઠાકર દેવા;
આગે માણસું વાતું કરતાં, આચારે પણ એવા—ભૂપત.

ચાલ્યા આગળ—

ભલો નામગો નાથાજીરો, એ સણવામાં સુખીઓ;
કુંવર હાજાજીનો કરમી, મતથા તેથી મળીઓ—ભૂપત.

પછી આડેસર જતાં બારોટજી ખુબ ખુશખુશ થઇ જાય છે.

કળાસરીકો દૂજો કોય, દીઠો નહીં દાતારાં;
તે આડેસરરે ધણી ઉપરે, વાગડ સઘળી વારાં.
ભૂપત દેખે એડા ભાખે, રણમલ્લ છંદો કિણી ન રાખે.

આડેસરના જાડેજા જાગીરદારનાં આવાં વખાણ સાંભળી પલાંસવાના વાઘેલા જાગીરદારનાં પાણી છલકયાં. એને એમ લાગ્યું કે આડેસરને આટલી મોટાઇ આપી તે પળાંસવાનું તો કોણ જાણે શું એ કહેશે? પણ રણમલ્લ બારોટ તો જેવું દેખે તેવું ભાખે એટલે એણે પલાંસવાનું નાક કપાઇ જાય એવાં વેણ પલાંસવા માટે કાઢયાં. ઠાકર પુંજાજી પલાંસવાવાળાએ બીજા જાગીરદારો અને ગરાસીઆઓને રણમલ સામ્હે ઉશ્કેરી; બારોટને કચ્છમાંથી કઢાવવા પ્રયત્ન આદર્યો. બારોટજી સારૂં થોડાનુંજ બોલ્યા હશે અને નરતું તો અનેકનું, જેથી એમના વિરોધીઓનો જથ્થો થયો મોટો. છેવટે સંખ્યાબંધ વિરોધપક્ષી જાગીરદારો પલાંસવાના ઠાકરની સરદારી હેઠળ ભુજ મુકામે ભેગા

થયા ને રાઓશ્રી દેશલજી પાસે રણમલ બારોટની તરવારથીએ તીખી એવી કાતિલ જીભની વાત ચલાવી રાઓશ્રીએ સૌને પુરતી છુટ આપી બારોટ વિષે જે કહેવું હોય તે કહેવા દીધું.

બધાયે જાગીરદારો બોલી રહ્યા ત્યારે દેશળજી બાવાએ એમનો અભિપ્રાય પૂછયો કે તમો કહો છો તે પ્રમાણે હોય તો એ રણમલ બારોટનું શું કરવુ ? એ રહ્યો દેવીપુત્ર એટલે એને મરાય નહીં, કુટાય નહીં, એને હાથે ના લગાડાય. ત્યારે શું એને દંડવો ? ને જો દંડ ન ભરે તો શું કરવું ? વગેરે પ્રશ્નો પુછી કચેરીમાં આવેલા સૌને વિચારમાં નાંખી દીધા. છેવટે પલાંસવાના વાઘેલા જાગીરદાર જે આ વિરોધી વર્ગના મોવડીઆત હતા તેમણે અરજ ગુજારી કે રણમલ બારોટને કચ્છમાંથી દેશવટો દેવાય તો એ બલાની પીડા ટળે. રા' બાવાએ પુંજાજી વગેરેને બહુએ સમજાવ્યા કે એમ બારોટ સામે બળ વાપરવામાં માલ નહીં કચ્છમાંથી બહાર કાઢશું તો પર-દેશમાં જઇ તમારી સૌની અને સાથે કચ્છ રાજયની પણ પૂરી માંડશે; હાલે જેટલા ભંડાતા હશો તેનાથી વધારે પ્રમાણમાં ભડાશો. બીજાં રજવાડામાં રણમલની વાતો સાંભળી કૈંક દેશદેશાવરના બારો-ટોનું ધ્યાન કચ્છ તરફ દોરાશે. આજે એક રણમલને કાઢતાં બીજા અનેક રણમલો આવી લાગશે ત્યારે કોની જીભ ઝાલવા જાશો ? માટે એ રણમલને છંછેડવાની વાત બાજુએ મૂકવામાં સાર છે.

રાઓશ્રીનો અભિપ્રાય સાંભળી સમજૂ જાગીરદારો સમજી ગયા કે વાત વધારવામાં માલ નથી, પણ જેને જેને બારોટનાં

વાગ્બાણ સચોટ વાગી સોંસરવા નીકળી ગયાં હતાં. એ ક્યાં એમ રા' બાવાના બોલને માન આપે એવા હતા.

"કાં રણમલને કાઢો, નકાં અમારા ઉપરથી હાથ ઉઠાવી લ્યો; બેમાંથી એક નેર કરો બાવા." પલાંસવાના પૂંજાજી છેલ્લે પાટલે બેઠા.

"ભલે, ઠીક છે ત્યારે; રણમલ બારોટને આંહી બોલાવી લઇએ ત્યાં સુધી સૌ ભૂજમાં રહો. બારોટજી આવે એટલે આ વાતનો નિકાલ કરી નાંખશું" રા' દેશળે તાત્કાલીક પીડા પતાવી.

કચેરી બરખાસ્ત થઇ. બાવો પધારી ગયા રા' દેશળ એટલે વચનનો સાચો રાજા. એનો બોલ પાછો ફરે નહીં. રાઓશ્રીને રણમલ ઉપર પ્રીતિ પૂરી, પરંતુ જાગીરદારોને પણ કચવાવ્યા કેમ પાલવે, એટલે માનકૂવાવાળા ગોવિંદજીને બોલાવ્યા. ગોવીંદજી હંમેશાં મોટો ભાગ ભૂજમાં રાઓશ્રીની તહેનાતમાં રહે- રાઓશ્રીનો એના ઉપર અચળ વિશ્વાસ એટલે આવા તેવા અડી-કડીના પ્રસંગોએ ગોવિંદજી મારફત કામ લેવાતું.

"ગોવિંદજી, મામલો પતાયો." રાઓશ્રીએ ઇચ્છા દર્શાવી."

"કીં પતે, બાવા? બારોટકે તાં આંઇ બુઝોતા" ગોવિંદજીએ સાચો ઉત્તર આપ્યો.

"પણ બારોટકે હિડાં હાજર ત કર્યો."

"સે મૂંજો કમ્મ."

"બારોટ હિડાં અચે, પોય થીંણુ વારો થિઇ રોંધો.

"જીઍં રા'."

ગોવિંદજી ઘોડે ચડી બારોટના ગામ ભણી રાતોરાત ઉપડી ગયો, ને દી ઉગ્યો ન ઉગ્યો ત્યાં બારોટનાં ઘર આગળ ઘોડો હણેણ્યો. ઘોડેથી ઉતરી ઘોડો આપ્યો બારોટના માણસને અને પોતે બેઠા ડેલીને ઓટલે. બારોટજીના દીકરાઓને ખબર થતાં તેઓ આવી મળ્યા. દાતણુ પાણી કરી હુંગા કસુંબા નીકળ્યા પણ બારોટજીનો પત્તો નહીં.

"બારોટજી છે તાં ગામમાંનાં?" ગોવિંદજીએ પ્રશ્ન કર્યો.

"હા કાકા, છે ગામમાં પણ હમણાં હમણાં ઉઠવાને જરા મોડું થાય છે. બપોરે લગભગ ઉઠશે." પ્રશ્નનો ઉત્તર મળી જતાં ગોવિંદજીને કાંઇ વધારે પૂછવાપણું રહ્યું નહીં; એમની સારી રીતે ખાતરે બરદાસ્ત થઇ ને આખી રાતનો ઉજાગરો એટલે ખાઇ પીને સૂઇ ગયા, બપોર થતાં બારોટજી ઉઠયા ત્યારે ખબર મલ્યા કે ભૂજથી ગોવિંદજી આવેલ છે. બારોટે પોતાના નિત નિયમ પ્રમાણે દાતણુ પાણી વિગેરે કરી લઇ કસુંબા કઢાડવાનો હુકમ આપી દીધો. ગઢવીને ઘેર કસુંબા પાણી એટલે જોત જોતામાં બંધાણીઓની સારી જેવી સંખ્યાથી ડેલી આખીએ ભરાઇ ગઇ ને ગામગપાટા ઉડવા માંડયા ત્યાં ગોવિંદજી પણ આ ગોકીરો સાંભળી ઉઠી આવ્યા.

"હલ્યા, હલ્યા, હલ્યા ગોવિંદજી ભલે કરી આયા." રણુમલ બારોટે ઉઠીને પરોણાને આવકાર આપ્યો. બારોટ ઉઠયા એટલે સારાયે ડાયરો ઉઠયો ને મહેમાનને મળી ભેટી, મોટાં માન સહીત બેસાર્યાં ડાયરાનો રંગ જામ્યો.

"ગોવિંદજી ઠક્કર, આમ ઓચિંતા અવાય! ભલા માણુસ, આગળથી નિઆપો તો મોકલીએ." રણુમલજીએ વાત શરૂ કીધી.

"આગળથી ખબર આપવા જેવું હતું નહીં બારોટ. આતો તાબડતોબ આવવું પડયું છે"

"એવડું શું કામ પડયું?"

"બાવાની ઇચ્છા થઇ પછી આંહિ આવેજ છુટકો."

"ત્યારે શું બાવાને મારૂં કામ છે? જે હોય તે ખુશીથી કહો."

"કહેવા જેવું કાંઇ નથી. તમને ભૂજ બોલાવ્યા છે."

"ના ના; બાબત કાંઇ ગંભીર હોવી જોઇએ નહીંતર એમ ગોવિંદજીને મોકલે નહીં."

"ગંભીર તો શું પણુ સાધારણુ વાત છે." ડાયરાની જીજ્ઞાસા ઓછી કરવાના આશયથી ગોવિંદજીએ વાત ટાઢી કરવા માંડી.

"અરે ભા! આ રણુમલને બનાવી કાઢવાનું બીડું ઝડપી આવ્યા છો કે શું? સાચી વાત ન કરે તેને આ કસુંબાના સમ."

હથેળીમાં કસુંબો ભરેલો બારોટજીનો હાથ ડાયરા વચ્ચે થંભી ગયો.

"કસુંબેજા સાં, કસુંબેજા સાં" પાંચ સાત પૂરા બંધાણીઓએ રંગમાં આવી જતાં બારોટજીનો બોલ ઝીલી લીધો.

હવે ગોવિંદજીથી છટકી શકાય એમ નથી. "ગોવિંદજી બાવા, ગિનો. ગોવિંદજી બાવા, ગિનો. બારોટજો હથ પાછો વરે નાં." એક આબાદ બંધાણીએ વચમાં ફાયર માર્યું ને ગોવિંદજીએ બારોટના હાથને માન દીધું.

"ઠીક ત્યારે, અટાણે તો હવે ડાયરો ઉઠે એટલે ખાઇ પી લ્યો પછી નીરાંતે વાત કરશું." ગોવિંદજીએ ડાયરાની પીડા ટાળવાની પેરવી કરી.

"એમ તો ન થય, બાપા. ઘોડે ચડી એકાએક આવી ચડયા છો એટલે વાત તો કીધેજ છૂટકો. જ્યાંસુધી હકીકત જાણું નહીં ત્યાંસુધી ભાણાં હરામ છે બાવા." બારોટજીએ બરાબર ફેંકી.

"લ્યો ત્યારે સાંભળો." ગોવિંદજીએ વાતની શરૂઆત કરી. સારોયે ડાયરો ચડે અધીણે ચુસ્સા કાન કરી સાંભળવા લાગ્યો.

' જાણે વાંક તમારી જીભનો છે, જેવું દેખો તેવું ભાખો એ કોઇક ટાણે આડું આવે એમ તમને ઘણાયે હેતુ પ્રીતુ કહેતા

આવ્યા છે પણ તમે વણીઆ તે પોતાનો વળ મૂકો નહીં. તમારાં વેણોએ કૈંક ગરાસીઆને ઘાયલ કરી નાંખ્યા તમારી બોલીનાં બાણોએ કૈંક જાગીરદારનાં જિગરને ઝખમી કરી નાંખ્યાં તમારા ન્હાના ન્હાના ટૂચકા ચાબુકોએ કૈંક નવલખાનાં નાક કાપી નાંખ્યાં. આ બધાયે હવે વેર લેવા થયા છે ભેળા, ને આવી બેઠા છે ભુજમાં."

"લાંઘવા દ્યો" બારોટજીએ ફેંકી

"લાંઘવા તે કેમ દેવાય? રા' બાવાના ભાયાતો છે, ને બીજા જબરજસ્ત માનકારી જાગીરદારો છે. રાઓશ્રી સન્મુખ એમની બધાની અરજ છે કે રણમલ બારોટનો કાંઇક ઘાટ ઘડાય તો સારૂં."

"બરાબર છે. રાઓશ્રી મારો ગમે એવો ઘડો લાડવો કરે, પણ મારી જીભ તો કાપી નહીં લે નાં. જીભ સલામત રહે પછી બધાયે જખ્ખ મારે છે." બારોટજીને જીભની ઝાળવણી અગત્યની લાગી.

"આ બાબતમાં તમારૂં શું કહેવું છે તે જાણવા તમને ભૂજ બોલાવ્યા છે. માટે તે પ્રમાણે તૈયારીમાં રહો એટલે આપણે વળીએ ભૂજ ભણી." ગોવિંદજીએ છેલ્લો મીમો સંભળાવી દીધો.

"ગોવીંદજી ઠક્કર, રા' બાવાનો હુકમ છે એટલે માથે ચઢાવ્યેજ છુટકો, પણ એ મારા અદાવતીઆઓનો શું વિચાર છે તે તો જરા જણાવો."

"એમનો શું વિચાર હોય? એટલુંજ જે તમારી બલા આ કચ્છમાંથી ટળે ને એ બધા સુખે સુએ."

"ઠીક; ત્યારે તો મને દેશવટો દેવરાવવા ભેળા મળ્યા છે શું? સારી વાત છે. પણ ગોવિંદજી ઠક્કર, એ બધામાં મોવડી આત કોણ છે?"

"પલાંસવાના જાગીરદાર વાઘેલા પૂંજાજી."

"અરે મારી માવડી! અરે માતાજી! તેં પણ ભલી તક આપી. હવે જો હું ખરો તો રા' દેશળની ભર કચેરીમાં એ પૂંજાજીની રહી સહી લાજ આબરૂની પૂંજી દાણા દાણા કરી નાંખું. વાહરે વાહ! આવા અવસર કોણ ચૂકે?"

"દેવીપુત્ર, કોઈની આબરૂ ઓછી કરવામાં માલ નહીં. પૂંજોજી ગમે એવા તોયે ગામ ધણી છે. જોરાવર જાગીદાર છે, માટે તમારૂં નામ રહે અને જાગીરદારો જિદ્દ છોડે એવી રીતે કામ લેવાય એ ઇચ્છવા જેવું છે. રા' બાવાથી ભાયાતો રીસાય નહીં ને બારોટજી કચ્છ બહાર જાય નહીં એવી રીતે સરસ્વતી વર્ષાવો ત્યારે બરાબર." ગોવિંદજીએ બારોટને ઠંડા કરવા કોશિષ કરી.

"આ બધી દેશળજી બાવાની શીખવણીનું પરિણામ હશે. મારા ઉપર આભ તૂટે ને હું છાનો રહું? પણ ઠીક છે. હવે તો સમય વર્તે સાવધાન, પણ દેવી પ્રતાપે પૂંજાજીને તો જનમભર યાદ આવ્યા કરીશ એમાં તો શક નહીં." રણમલ કાંઈક ઠંડા પડયા.

"ત્યારે હવે ભૂજ માટે કાઠાં કયારે માંડશું?"

"આજ રાતેજ. આવાં કામમાં વળી ઢીલ કેવી? રા' બાવાનો બોલ મારાથી ઉથલાવાય?"

બારોટજીએ ભુજ જવા માટેની તૈયારી કરવાનો બંદોબસ્ત કરી દીધો, ડાયરો વિખરાયો

બારોટને ગામે આ પ્રમાણે ગડમથલ ચાલી રહી હતી ત્યાં બીજી બાજુ ભુજમાં પણ વાત પ્રસરી જતાં સૌ કોઇ બારોટના આગમનની રાહ જોઇ રહ્યું હતું. ભુજ ખાતે જે જે ભાયાતો કે જાગીરદારો નહોતા આવ્યા તે પણ હવે મામલો રસપર ચડતાં આવવા લાગ્યા. ભુજમાં જ્યાં જુઓ ત્યાં જાડેજા ભાયાતો અને બીજા જાગીરદારોના રસાલાઓનાં માણસોનું આવાગમન થઇ રહ્યું ને કેમ જાણે કોઇ મોટી ચઢાઇ માટે ચઢી જવાનું હોય તેમ ઠેક ઠેકાણે ઘોડાં હણેણી રહ્યાં. બારોટની જીભ પણ એવી હતી કે ગામધણીઓ આવી તક જવા આપે એમ નહતું. એક વખત ઉન-ડોઠ ગામે જવાનું થયું હશે ત્યાં જોધાણ ચરાનો સોંજ તો સારો થયો પણ ભાણાંમાંના રોટલા બારોટજીના બરના જેવા જોઇએ તેવા નહીં, એટલે પછી કાંઇ એમનાથી રહેવાય? એણે તો ઝાલીબાને વગોવ્યાં.

ઉનડોઠાંકા ઠાકર આછા, ભલા તીનોઇ ભાઇ;
પણ ઝાલી ઘડે રોટલા ઝીણાં, તે ઓત લાભણાં બાઇ.
ભૂપત દેખે તેડા ભાખે, રણમલ પાછું કાંઇ ન રાખે.

ભાનાડા ગામે ગયા ત્યાં તેનું પણ વાટી નાંખ્યું. ફીબાડી ઘોડી માટે ચરો માગ્યો એટલે લાધોજી કહે કે હુકો ગુડગુડાવતા

થાઓ ત્યાં ચરો મોકલી દઇશ. ચરો આવ્યોજ નહીં ને બારોટજી હુકો ગુડગુડાવતા બેસી રહ્યા.

ભાનાડે તાં હુકો ભરતાં, લાધો ચારો ન લાયો;
ધોળા દી નો ધુવારમાં તાં, ઓગણોતેરો આયો.–ભૂપત.

કેરા ગામે જવાનું થયું ત્યાં જાડેજો જીઓજી મોટો, એટલે બારોટને ઉમાવો કહેતાં ઉમેદ એમ કે થોડી ઘણી જમીન મળશે. પણ જીઓજી કયાં ઝાઝું વેતરે એવા હતા !

અળગી ભોમ તણો ઉમાવો, કેરો દાળેદર કાપે;
જાડેજો જીઆજી મોટો, આઠ કોરીઆં આપે.–ભૂપત.

ગોધરા ગામે આવ્યા ત્યાં મહાન મહેરામણ ગોધરા ધણી, જેથી બારોટને કોઇ વાતની કિણુપ નહીં, છતાંપણ મહેરામણની ઓળખાણ આપ્યા વિના રણમલથી કાંઇ રહેવાય ?

ગામ ગોધરા આયા ગઢવી, સરયા સર્વે કાજા;
પણ દોઢ છીપનો મોતી દીઠો, મ્હેરામણ મહારાજા—ભૂપત.

મ્હેરામણજીને દોઢ છીપના મોતી શા માટે કહ્યા એ વાત વળી જુદી છે.

અને ગામ જડોધર ગયા ત્યાં બારોટજીએ પૂરી બજાવી. વેરીસાલજીને ત્યાં આવી ઉતારા કીધા. ચરાચાર હુંગા પાણી બરાબર

થઇ ગયાં, પરંતુ ભાણું પીરસાણું ત્યાં બારોટની આંખ ફાટી. વેરીસાલજી પોતે જમવામાં નહીં ને બારોટજી માટે એકજ ભાણું. બારોટજી જોઇ રહ્યા. "ઠાકોર કયાં ?" કોઇ જવાબ ન આપે ઠકરાણાં બે માંહે હતાં પણ બોલાય નહીં ને બોલે તો ઘરની લાજ જાય બારોટ હાથ ઝાલી બેસી રહ્યા. "ખાવું હરામ છે બ્હેનું જો સાચી વાત ન કરો તો." થોડીવારે ઠકરાણાંઓ પાસેથી ખબર મળ્યા કે ઘરધણીને બાઇઓથી બનત નથી, આડા આડા ચાલે છે, ને ગામમાં કોઇકને રાખી બેઠા છે ત્યાં ખાવા પીવા વગેરેનું ચાલે છે.

"ઠીક. એમ વાત છે." ભાણું છોડી ખાધા પીધા વગર બારોટજી ઉઠ્યા.

ઝાલી ને વાઘેલી દોહ્ય, ઈણસેં હાલે આડો;
વેરીછલ જડેધર વારો, તે × × × નો લાડો.–ભૂપત.

બારોટજી ખાધા વગર આમ બોલતા ઉઠ્યા એટલે ઝાલી ને વાઘેલી બાઇઓ તરફથી બહુએ આજીજી કરવામાં આવી પણ બધી વ્યર્થ.

"બાઇઓ, હવે તમે મારી બ્હેનો છો, અને જો એ વેરીછલને પાધરો કરી એની રખાતનું ઘર ન છોડાવું તો મારૂં નામ રણમલ નહીં."

"એમ થાય તો બહુયે સારૂં. તમારો ભવોભવ પાડ માનશું ભાઇ. તમારા લાખ ગુણ ને કરોડ ઉપકાર" બાઇઓને જોઇતું હતું તે વૈદ્યે કહ્યું.

"તમે જરાયે ગભરાઓ માં બ્હેનો. હવે એ વેરીસાલ છે ને હું છું. એને એવો સીધો નેતર જેવો કરી મૂકું કે રખાતની દિશે પણ ન ચઢે."

બારોટ નીકળ્યા ડેલી બ્હાર, ચડયા કીયાડી ઉપર ને માંડયો ગોકીરો. ગામ લોક ભેગું થવા માંડયું. એકાદ જણે રખાતનું ઘર પણ બતાવી દીધું. બારોટજીએ ડેલી પાસે આવી જડોધરના ધણીને પડકાર્યો

"વેરીછલ, જડોધર ધણી! આ આપણને ન શોભે. લાજે માર્યા બહાર નીકળી આવો બાપ." બારોટજીએ નરમાશથી કામ લેવા માંડયું પણ એમ એ વેરીસાલ કયાં માની જાય એવા હતા!

"બ્હારા નીકળો નકર જોયા જેવી થાશે." ગામધણીને ચેતવણી મળી ગઇ, પણ તે રખાતના ઘરમાંથી ખસતો નથી.

"એલા કેના સાડલામાં સંતાઇ રહ્યો છે?" આખું ગામ ખડખડાટ હસી પડયું. વસ્તીની હાંસી સાંભળીને વેરીસાલના બારે વહાણ ડુબી ગયાં, પણ ડેલી ઉઘાડતો નથી.

"એલા ઘરમાં પદમણીઓ વસે ને આ શંખણીને ત્યાં કયાં આવી સમાણો?"

બારોટજી એક પછી એક મંડયા ચોપડવા. છેવટે જ્યારે ડેલીનાં દ્વાર ખુલ્યાંજ નહીં ત્યારે બારોટ ચડયા વટે. ગામ લોકને

ઉશ્કેરી ડેલી તોડી અંદર પેસવાનો નિશ્ચય કર્યો. કરવત કુહાડા કરાવ્યા તૈયાર ને પૂરેપૂરી ચેતવણી આપવા માટે ઘર ઉપર પત્થરોનો વરસાદ વર્ષવા લાગ્યો. કેમ જાણે કોઇ ગઢ જીતવો હોય નહી તેવા તાલમાં ગઢવીજી આવી પડયા, "હાં મારો બાપો! હાં મારો બાપો!" એમ ઘોડે બેઠા પાનો ચઢાવતા જાય ને ગામના જુવાનીઆઓને ઉશ્કેરતા જાય. આ રીતે બાજી ખેલી અધ ઘડી સૌને શાંત રાખી બારોટજીએ વળી પાછો ગામ ધણીને પડકાર્યો.

"હજી બારાં નીકળ, નીકર કરવતાં કુહાડીઆં દેશું, વેરીછાલ."

બારોટજીના આ છેલ્લા બોલ સાથે ધડાક દઇને ડેલીનાં દ્વાર ખોલી જડોધરનો ધણી ઘર બહાર આવી ઉભો. એના મ્હોં ઉપર કાલીમાની કાળાશ છવાઇ રહી હતી.

"વ્હારે મડદ વહા! રખાત સારૂં કરીને રણમલને એકલે ભાણે મૂકાય? દરબારમાં ચાલો, ભાંણાં ઠરે છે." વેરીસાલનો હાથ ઝાલીને રણમલ તેને દરબારમાં લઇ ગયો.

આ હકીકત બન્યા પછી રણમલની સમજુતીથી વાઘેલી ને ઝાલીનાં દુઃખ ટળી ગયાં ને પેલી રખાતને બેન કહેવરાવી ગામમાં રહેવા દીધી. ગામ લોકો બારોટજીને ગાજતે વાજતે બે ગાઉ સુધી વળાવવા ગયા ને જડોધરમાં ત્યારથી આનંદ મંગળ વર્તી રહ્યો.

ઝાલો ને વાઘેલી દોહૂ, ઝાઝી થઇ છે રાઝી;
વેરીછલ જડોધર વારો, રમે ન ખોટી બાઝી.
ભૂપત દેખે તેડા ભાખે રણમલ છંદો કિણી ન રાખે.

મતલબ કે આવા બાગેટ માટે ભુજની બજારોમાં એનીજ વાતો ચાલી રહી. એક બાજુ ભાયાતો જાગીરદારો ને ગગસીઆઓનો મોટો જથ્થો અને બીજી બાજુ એકલો રણમલ બારોટ, એ બે વચ્ચે રા' દેશળની કફોડી સ્થિતિ થઇ પડતાં કોણ જાણે કચેરી ભરાશે ત્યારે શું થશે તેની અનેક અટકળો બંધાવા માંડી. કોઇ કોઇ રસીઆ તો ગામને પાદર રણમલ બારોટની રાહ જોતા બેસી રહ્યા. આ રીતે ગામમાં એકજ વાત ચાલી રહી છે ત્યાં માનકૂવા-વાળા ગોવિંદજીની સાથે ઘોડી ઠેકાવતા રણમલ ગઢવી પણ ભુજના ગઢમાં મહાદેવવાળાં નાકાંમાંથી જય આશાપુરા બોલતા દાખલ થયા.

હોથીજી ગોહેલની ડેલીએ ઉતારા રાખ્યા ને જાણે કાંઇ પરવાએ નથી એમ કસુંબા પાણી ચાલૂ કરી દીધાં. બપોરે ખાઇ પી લીધા બાદ આડે પડખે પડી સાંઝ થતાં બારોટજીનો થાક ઉતરી ગયો ને આવી ગયા રંગમાં.

"ગોવિંદજીભા, રા' બાવાને ખબર થયા હશે કે એમના હુકમ મુજબ મારૂં આંહી આવવાનું થયું છે?"

"હા, બારોટ; આંહી આવતાં આપણે છુટા પડયા કે તરતજ બાવા પાસે ખબર દીધા છે."

"કાંઇ નવી જુની?"

"કાંઇ નહીં; સવારે કચેરી છે ત્યાં આપ પધારજો તમારા અદાવતીઆ કયારનાયે આવની કાલની રાહ જોઇ રહ્યા છે."

"ઠીક; પણ આજે અટાણે એમ કરીએ કે મારા એ અદાવતીઆ હેતૂ મિત્રોને આંહી કસુંબા માટે બોલાવીએ."

"આવશે કોઇ નહીં." ગોવિંદજીએ બારોટને બરાબર ચડાવવા ચાવી જરા ચુસ્ત કીધી.

"કયાં મારે ખોયડે આવવું છે? ગોહિલને ત્યાં આવવું છે. ગોહિલનું અપમાન કરે તો મારી જીભ કેવી ચાલે તેની સૌને ખબર છે. તમે તમારે તમામ જાગીરદારોને નોતરાં આપી દ્યો કે ગોહિલ હોથીજીની ડેલીએ આજે ડયરો છે."

ગોહિલના નામનાં નોતરાં ફર્યાં એટલે કોઇથી આનાકાની થાય નહીં. એનું અપમાન કરવાની હિમ્મત કોણ કરે? બધાયે જાણે છે કે રણમલ ગઢવીની આ બાજી છે છતાં ડાયરે હાજરી આપ્યા વિના છૂટકો નહીં. વખત થતાં જાડેજા ભાયાતો ને બીજા તમામ જાગીરદારો બબ્બે ત્રણ ત્રણની ટોળીમાં આવવા લાગ્યા. ગઢવી પોતાને આસને અડ્ડો જમાવીને હાંકોટા કરતા બેઠા ને જેમ જેમ સૌ આવતા ગયા તેમ તેમ સર્વેને મીઠી જીભે આવકાર આપતા ગયા.

"ગોહિલ, હેડો વડો દાખડો કુલાય કયાં?" પચાણજીએ વાત ઉપાડી.

"હિનમેં કુરો વડી ગાલ આય. આંઇ મિડે કચ્છજા જાગીરદારો ભુજમેં ભેરા થ્યા અયો ને મૂંજી ડેલી પવિતર ન થીએ સે કીં હલે ?"

"જીઓ જીઓ. ખરી ગાલ આય." એક બંધાણીને આઇતું અફીણ મળી જતાં ખુણામાંથી અવાજ આવ્યો.

"ગઢવીજી, તમારૂં આંહી આવવું કેમ થયું ?" મશ્કરીની ચિણગારી બીજાએ ઉડાવી.

"બાપુ, આ બધાનાં દર્શન કરવા. આવતી કાલ દેશ ધણી રા' દેશળ મને દેશવટો દેશે, એટલે જાણ્યું ભુજ જઇ સૌને છેલ્લા રામરામ કરી લઉં."

"શું વાત કરો છો ?"

"હા. કચ્છના જાગીરદારોનું જોર હવે માગણ ચારણ ઉપર અજમાવવાનું રહ્યું. તરવાર તો પડગમ વાગતાં મિયાનમાં મુકામ કરી ગઇ, બાકી હવે તણખલાં ઉપર તાસીરા કરવાના રહ્યા. સાત પેઢીના નામ એમજ ઉજળાં રહેને !" બારોટે નાક વાઢવા માંડ્યું. મંડળીમાં મૌન વ્યાપી ગયું, કાંઇક પણ બોલાચાલી થશે એમ બધાયે જાણતા હતા એટલે બારોટના શબ્દોથી અચાનક આઘાત લાગ્યો હોય એમ નહોતું.

"જીભને જરા વશ રાખીએ તો આવો દહાડો ન આવે, ગઢવી." પુંજાજીએ ચમકાવી.

"ઓહો, પલાંસવા વાલા કે? ઓળખ્યા, બાપુ, તમને તો બરાબર ઓળખ્યા. આ બધી જાન ભુજ ખાતે ભેળી કીધી છે તેનો જશ તમારે શીર છે, બાપુ."

"હોય, બારોટ. એકાદીવાર આવોયે જશ વ્હોરી લઇએ તો જીંદગીભરની નીરાંત. તમારે તો કચ્છમાંયે ફરવું ને બ્હારવાડે પણ ફરવું." કેમ જાણે ગઢવીને દેશવટો દેવાનું નક્કી થઇ ગયું હોય નહીં એવી અદાથી પૂંજાજીએ દીધે રાખી.

"ઠીક. જેવી માતાજીની મરજી. તમને હું પાલવું નહીં તો પછી મારે રા' બાવાનો હુકમ માથે ચઢાવવોજ રહ્યો." ગઢવી ચાઇ જોઇને ઢીલાઢફ જવાબો આપતા રહ્યા.

"ગઢવીજી, અંગે પણ આજ સુરતા નથી જણાતી." કોઇકને ગઢવો સાવ ગેંસ જેવો થઇ ગયેલો જણાયો.

"સુરતા તો બાપ સ્નેહીડાઓ વચ્ચે હોય. આજના ડાયરામાં બધાયે મારા જીવના ઘરાક છે. હાથીઓ હાલવા લાગે ત્યાં અમારા જેવાના શા આશરા? કુંજર પાસે કીડીના શા ભાર? કીડી પર આવડાં કટક તૂટી પડતાં હશે એ તો આજેજ જાણ્યું બાપ." ગઢવીએ સાવ પોચાપચ થઇને જવાબ વાળ્યો.

"હશે. પૂંજાજી જેવા વીર વાઘેલાને છેક પલાંસવેથી વાગડ ચીરી ભુજ ભેળા થવું પડ્યું તે કાંઇ નાની સુની વાત સમજો છો?

અમારા જેવાઓએ ગળવી લીધું પણ પુંજાજી જેવા ઉપર વધારે પડતી જીભ વાવરીએ તો તો પછી લાવીએ તેવું લણીએ." એક ગરાસીઆએ જુની વરાળ કાઢી

"ઠીક, બાપુ ઠીક. તમે જે કહો તે મારે સાંભળવું. ભોગ મળ્યા મારા, જે ગોહિલની ડેલીએ ફીયાડીનાં કાંહાં ઉતાર્યાં. હવે જેવી જોગમાયાની મરજી. ક્યાં છેટું છે? આવતી કાલે કચેરીમાં જે થવાનું હશે તે વાજતું ગાજતું આવશે. બાકી મારાં બિરુધ સૌ જાણો છો કે—

ભૂપત દેખે તેડા ભાખે રણમલ છંદો કિણી ન રાખે."

"અટાણે ઇ વાતો રહેવા દ્યો. કસુંબા પાણી લ્યો ને ઠુંગા કરો." ગોહિલની સૂચના થતાં વાત એટલેજ અટકી ને રાત થતાં ડાયરો વિખેરાઈ ગયો. ગઢવી સામ્હે રા' પાસે રાવ ખાવા આવનારાઓ એમ માનતા થયા કે બારોટ તદ્દન ડરકી ગયા છે ને કચેરીમાં રાવળું ફરમાન નીકળતાં બારોટજી ગાંસડાં પોટલાં બાંધી કચ્છને છેલ્લી સલામ કરી જશે. એઓમાં આવી માન્યતા ગઢવીએ જાણી-જોઇને પોતાની નરમાશથી થવા આપી હતી, વળી કસુંબા માટે બોલાવેલા મહેમાનોનું અપમાન થાય તો ગોહિલની ડેલીએ બીજી-વાર પગ કોણ મુકે? આવા ઇરાદાપૂર્વક રણમલ બારોટે સાવ ટાઢા-ગાર બની જઇ બધાયે જાગીરદારોને બરાબર બનાવી કાઢ્યા.

ડાયરો ઉઠી જવા બાદ અંધારી રાત્રી થતાં રા' બાવા તરફથી વાલો ખવાસ ખાનગીમાં મળવા આવ્યા.

"વાલા ભા, તમે તસ્દી લીધી?"

"બાવાના ફરમાનથી."

"શી ઇચ્છા છે બાવાની?"

"બાવાનું કહેવું એમ છે કે બહુ તાણુજો માં. મામલો પતી ગયા જેવો જણાય ત્યારે આડ વાળી લેજો. ખોટી ખટપટ ન જાગી પડે એટલું ધ્યાનમાં રાખજો."

"તે તમે છૂટયા. એકવાર ઇ પળાંસવાવાળાને સંભળાવી એના કોડ પૂરા કરી દઇ પાછળથી ધા ઉપર રૂઅ વાળી દેવી, એમજ કે બીજું કાંઇ?"

"બસ એટલુંજ. પણ ઝાઝું ન વેતરાઈ જાય એની જરા જાળવણી રાખજો."

"ઇ વેતરવાનું કામ મેરાઇઓનું. આ બત્રીશી વચ્ચેની બેલાડી આપણી કલ્યાગરી છે જેટલી વાળશું તેટલી વળશે. બાવાને કહીએ એ ખાતે ખાતર જમા રાખશો."

"ઠીક ત્યારે, જય જોગમાયા!" વાલા ખવાસે જવાની રજા લીધી.

"જય જોગમાયા!"

* * *

## રા' દેશળની કચેરી.

જાડેજા ભાયાતો જોદ્ધા, આયા કચેરી માંહે;
ગરાસીઆની ગિડધી વચ્ચે, બેઠા પાંથૂ ત્યાંહે.
ભૂપત દેખે તેડા ભાખે, રણમલ્લ છંદો કિણી ન રાખે.

* * *

પૂંજોજી ઠાકર ત્યાં આયા, બીજા ઠાકર બોળા;
ઠાકરની આંખો છે રાતી, દીઠા એવા ડોળા.–ભૂપત.

રા. દેશળને કચેરીની જમાવટનો બહુ શોખ. એ સમયના જાડેજા ભાયાતો વગેરે પણ ડીલે ધીંગા, અંગે ભર્યાં ને ગિડધ મૂછો તથા કાતરાવાળા, બાંધી દઢીવાળા, પીઢ મોં વાળા ને સારી રીતે ખાતલ પીતલ એવા રૂડા રૂપાળા ગ્યારંટીદારો શોભતા પણ સારા. આ બધા મિસલસર ગોઠવાઇ જાય ત્યારે તારાગણ વચ્ચે ઉચ્ચ આસને વ્યોમમાં જેમ શશી શોભે તેમ લલાટે ત્રિપુંડધારી ચંદ્રવશી રાઓ દેશળ દીપી નીકળે. સાધારણ કચેરીઓ પણ જોયા જેવી થતી તો પછી દીવાળી આદી ઉત્સવના પ્રસંગે એ ભરાતી મહાન કચેરીઓના દબદબાનું તો પૂછવુંજ શું? કામદારો, મુત્સદ્દીઓ ને કારકુનો અદબભર્યાં આવી બેઠા હોય, લાખોની પેદાશવાળા ભેઠબંધા સશસ્ત્ર જાગીરદારોની જાહોજલાલી ઝગઝગી રહી હોય, સોનાની છડીવાળો છડીદાર છટાપૂર્વક નેકી પુકાર કરી રહ્યો હોય, ગોળ કરી કોરીઓને પાંચીઆંઓની નોછાવર થઇ રહી હોય, પચ્છમની પાદશાહી ભોગવતો

રા’ બાવો ગૉડ ગાદી પર ગાદીનશીન થયો હોય, છત્રી ચમ્મર ઢળાઇ રહ્યાં હોય, ને દેવી આશાપુરાના ધૂપને વંદના થઇ રહી હોય એ પ્રસંગના વર્ણન કાજે તો ભૂજના મહાન બારોટ વ્રજભાષા પાઠશાળાના મુખ્ય અધ્યાપક શ્રી હમીરજીની ગાજતી બાંની સાંભળવી ઘટે.

આજનો પ્રસંગ સાધારણ નહોતો કે કોઇ વાર પર્વનો નહોતો. આજની કચેરીનો પ્રસંગ રા’ દેશળની કારકીર્દીમાં અસાધારણ હતો. ગઢવી રણમલ સરીખા સ્પષ્ટ વક્તાની જીભનો ન્યાય તોળાવાનો હતો. કાં તો રણમલને મ્હોંએ તાળાં મરાય છે, કાં તો રણમલ કચ્છ બહાર કઢાય છે, ને કાં તો દેવીપુત્ર રા’ દેશળના દરબારની કસોટી-માંથી પાર ઉતરી એ સમયના મહાપુરૂષોની નામાવલીમાં અમર નામ મૂકી જાય છે. આવા અસાધારણ પ્રસંગનો લાભ લેવા ભૂજની વસ્તી ઉથલી પડી. દરબાર ગઢની અંદર તો ગિડધી બરાબર જામી ગઇ પણ છેક હોળી ચકલાનાં નાકાંની આસપાસ પણ મોટો મેળો ભરાઇ જતાં મનુષ્ય મેદની જોવા જેવા મળી ગઇ. ભૂજવાળાઓની આ ભારે હકના સમાચાર કચેરીમાં પહોંચ્યા ત્યારે ભેદવાળા જાગી-રદારોના મનમાં તીન પાંચ થવા લાગી અને પૂંજાજીના મગજના પવનનો વેગ હાંડીફોડ વાવડાના વેગને પણ હટાવી દે એટલી સીમા પર્યંત ઝડપવંતો વધી ગયો. એક સોઇ પડે તો તેનો અવાજ પણ સંભળાય એવી શાંતિ કચેરીમાં પ્રસરી રહી. રાઓશ્રીએ ગંભીર વદને વાતનો આરંભ કર્યો.

“રણમલ ગઢવી!”

"ખમાં બાવાને!" એક હાથમાં માળા ને બીજા હાથમાં લાંબો ભાલો લઇ પહાડ જેવો દેવીપુત્ર ઉઠયો ને રા'ને નમ્યો.

"કચ્છના જાગીરદારોની તમારા વિરૂદ્ધ ફરિયાદ આવી છે."

"હકીકત જાણું તો જવાબ આપું અન્નદાતા."

"જાગીરનાં ગામોમાં ફરી જાગીરદારોની બદગોઇ બહુ કરો છો ગઢવી."

"બદગોઇ તો કોઇની નથી કરતો, બાવા!"

"ત્યારે શું કરો છો?"

"જયાંનું જેવું દેખું છું ત્યાંનું તેવું બોલું છું. મારો નિયમ હજુરશ્રીને જણાવી દઉં કે—

ભૂપત દેખે તેડા ભાખે રણમલ છંદો કિણી ન રાખે.

"જો એમ હોય તો પછી આટલા બધા જાગીરદારો અત્રે એકઠા થઇ તમારા તર્ફે વિરૂદ્ધતા દર્શાવવા શા માટે હાઝર થાય?"

"એવા પણ આંહી હાજર છે કે જેમને મારી વિરૂદ્ધ કાંઇએ કહેવાપણું નથી."

"એવાઓની સંખ્યા થોડી છે."

"હીરા ઓછા પાકે તેમાં રણમલનો દોષ નથી."

"તમારે કાંઇ વધારે કહેવાનું છે?"

"જાગીરદારો આપને જે જવાબ આપે તે સાંભળ્યા પછી."

"રાજના ભાયાતો ને બીજા જાગીરદારો પૈકી આ બાબતમાં જેને જે કાંઇ કહેવાનું હોય તે મુદ્દાસર કહે."

રાઓશ્રીએ ફરિયાદી વર્ગને ઉદ્દેશીને કહ્યું.

'કોઇ ઉઠતું નથી, કોઇ ભેઠ સરખી કરવા લાગ્યા તો કોઇ પાઘને બરાબર ઠામાં મૂકવા લાગ્યા; કોઇ કેડીઆંની બાંના વળ ગણવા લાગ્યા, તો કોઇ જાણે કાંઇ ખબરે નથી એમ બીજીજ બાજુએ જોવા લાગ્યા; કોઇ ધરતી સામ્હું જોઇ ધરતી માતા પાસેથી કાંઇ માગતા હોય એવા જણાવા લાગ્યા, તો કોઇ આકાશ સામ્હું જોઇ આસમાનમાંથી કોઇ તારો ખરવાનો હોય તેની પ્રતીક્ષા કરવા લાગ્યા; કોઇ મૂછ કાતરાના વાળની સલામતીની શોધ ખોળ આંગળાં વડે કરવા લાગ્યા. તો બીજા આજની કચેરીમાંથી છુટી ઘર ભેળા ક્યારે થવાશે તેની ગણતરી કરતા હોય તેવા ચહેરાવાળા લાગ્યા. કોઇના તરફથી કશોયે ઉત્તર વળ્યો નહીં, કારણ કે ગઢવીની પીઠ પાછળ ફરિયાદ કરવી એ જુદી વાત હતી અને ભરકચેરીમાં ભાલો ઝાલી ખડાખાંગ ઉભા રહેલા રણમલની રૂબરૂમાં તેના વિરૂદ્ધ વેણ કાઢવાં એ જુદી વાત હતી. આવી સ્થિતિ ભાળી રાઓશ્રી વધ્યા—

"ગઢવીને જો ગુન્હેગાર ગણતા હો તો તેની રૂબરૂમાંજ જે કહેવાનું હોય તે કહો. ન્યાય ને નીતિ કોરે મૂકી ગઢવીને સજા કર-

વાનું તમારામાંથી કોઇયે પસંદ નહીં કરે એવી મારી ખાત્રી છે. ગુન્હો પૂરવાર થયા સિવાય કોઇ સામાન્ય માણસને પણ દંડ દેવાય નહીં તો પછી રણુમલ ગઢવી સરખા દેવીપુત્રની બાબતમાં પૂરાવા વિના શી રીતે સજા થઇ શકે. હવે છેલ્લી તક આપવામાં આવે છે."

દેશળજી બાવાના આવા તોળી તોળીને બોલાયલા બોલોએ વિરોધ પક્ષના ટાંટીઆમાંનું રહ્યું સહ્યું જોર ગાળી નાંખ્યું. કોઇપણ રાણી જાયો ઉઠતો નથી; સેંકડો આંખો પલાંસવાના પૂંજાજી ભણી આજીજી-ભરી નજર નાંખવા લાગી ત્યારે આખરે પૂંજોજી વાઘેલો ઠાકર પગભર થયા. ગઢવી પણ ભાલો ટેકાવી ગૌરવ ભરી વાંકી ગરદન રાખી ઠાકર ભણી એકી ટસે નિહાળી રહ્યા.

"કહો, ઠાકર! જે કહેવું હોય તે કહો."

"બાવા! જાગીરદારોની આબરૂના કાંકરા થાય એ શું સારૂં?"

"જરાય નહીં." બાવાશ્રીએ બેઠો ઉત્તર વાળ્યો.

"પણ આ ગઢવી તો એવુંજ કરી રહ્યા છે."

"પૂરાવો પડવો જોઇએ."

"ગઢવીએ પોતાને મ્હોંએ કબુલ કર્યું છે કે જેવું દેખે છે તેવું બોલે છે."

"તેમાં ખોટું શું છે? અસત્ય હોય તો જણાવો."

"સોનાની વીંટી પ્હેરી અમે કોઇએ નથી બેઠા, પરંતુ તે સારૂં આમ અમારી પડાઇ ન્હોય મઢવી ઉપર અંકુશ મૂકાવો જોઇએ."

"શું તમારી પણ પડાઇ ઉડાવે છે?"

"હા, બાવા. મને પણ નથી મૂકયો."

"શું કહે છે તમારા વિષે ગઢવીજી?"

"બાવા, મારે મ્હોએ મારા માટે મારી જીભ કેમ વળે?"

"ત્યારે ખબર કેમ પડે?"

દેશળજી બાવાની આ કુનેહ ભરેલી રીતથી સારીયે કચેરી સ્તબ્ધ બની ગઇ. પોતાને મ્હોંયે પોતાની પડાઇ કોણ કરે?

"પૂંજાજી માટે બારોટ શું કહે છે તે તમે કહી શકશો, પચાણજી?" રાઓશ્રીએ પૂંજાજીના પક્ષકારને તક આપી.

"નં રે બાવા! મૂંજી જિભે ન વરે."

મામલો આ મુજબ અણધારી દિશામાં મૂકાઇ ગયો હતો ત્યાં ગઢવી પોતે ગાજ્યો.

"સુણો બાવા! પલાંસવા ઠાકરની પ્રતીષ્ઠા કેવી છે તે સાંભળજો." જાજમ પર ભાલો ઠોકતો રણમલ રણુકયો કે પૂંજોજી ઉભા હતા તે બેસી ગયા. ઠાકોરની આંખો લાલચોળ થઇ ગઇ પણ

દેવીપુત્રને તેની થોડીજ દરકાર હતી. દશ હજાર આદમી સાંભળી શકે એવા બુલંદ અવાજથી એણે આરંભ કર્યો —

દિલ અર્ઝ સુણ રાઉ દેશળ, ધજ બંધ તું ચો દિશ ધણી;
આદૂ પરિયા બ્રિધ ઉજળા, તૂણા વાદમ તકાં તણી.
ઉન્નડ જામ તખત સુહાયો, ભૂપતીઓ લાખાણા ભારી.

* * *

આ પ્રમાણે એણે તો એવી ઉપાડી કે લાખા ધુરારાના પુત્ર ઉન્નડ જામથી માંડીને દેશળજી બાવાની ચૌદે પેઢીની કીર્તિપર સોનાનો કળશ ચઢાવી, હાજર રહેલા જાડેજા વર્ગમાંથી વાહ વાહના ઉદ્દગારોનો ઉદધિ ઉછળાવી દીધો. દેવાંશી રા' દેશળ પણ કચ્છ રાજની ગરવી ગાદીનો મહિમા સુણી "આઇ તૂંહી! આઇ તૂંહી!" આમ વદતા દેશ દેવી આશાપુરાનું સ્મરણ કરવા લાગ્યા. ગઢવીએ છેલ્લે કહ્યું કે—

કચ્છ તખ્તપર દેશળ બિરાજી, ન્યાય કર મારો ધણી;
ભૂપત મળ્યા ભા આંહી સબળા, આશીશ સદા આઇ તણી.
સતવાદી દેવીપુત્ર આ, આવી ઉભો દરબારમાં;
તું બોલ દેશળ રા' દૂલા, છે દોષ કોનો કચ્છમાં?

* * *

દેશળ રા' બોલતા બોલે ત્યાર પહેલાં સારી કચેરીએ "ધન ગઢવી! ધન ગઢવી!" ના પોકારો વડે બારોટને વધાવી લીધા, અને

કચેરીના પોકારોનો પ્રચંડ પડઘો બહાર ઉભેલી માનવ મેદનીએ એવો સહર્ષ પાડયો કે ભૂજનું ગગન મંડળ ગઢવીના નામના નાદે નિનાદીત થઇ રહ્યું.

પુંજાજીની બાજી બગડી ગઇ. તેને લાગ્યું કે બારોટને કચ્છ બહાર કઢાવવા જતાં એનો મહિમા મુળગોએ વધી પડયો અને જે લોકો બારોટના વિરોધી બની આવ્યા હતા તે લોકોએજ બારોટને ધન્યવાદ આપ્યો, માટે હવે યુકિતથી કામ લેવામાં માલ છે એમ વિચારી કાંઇક શાંતિ થતાં ઠાકોર ઉભા થયા ને કહેવા લાગ્યા—

"રંગ છે, રણમલ ગઢવી રંગ છે! તમારામાં આટલી શકિત હશે એમ નોતું જાણ્યું. હવે તમને હીર ખીર."

"ના ઠાકોર. એમ તે કાંઇ હોય? આજે તો તમારો નોતરેલો મોટો મોકો મળી આવ્યો છે, તો તમારે માટેનાંજ આ બારોટનાં વેણ કચ્છની કચેરી ભલે સાંભળે. ભડકી મ ઉઠજો ઠાકર."

રણમલે પલાંસવા ઠાકોર ઉપર બરાબર તક સાધી. ઠાકોરે વિચાર કર્યો કે ગઢવો આ ટાણે ઝાલ્યો રહે એમ નથી માટે જે થવાની હોય તે થાય; વળી બીજી કોઇ વાર એનાં મન મનાવી લેશું પણ એની છેડતી તો હવે સ્વપ્ને પણ કરવામાં સાર નથી એટલી વાત ચોકકસ. આમ જ્યાં ઠાકોરના મનમાં ગડમથલ થયા કરે છે ત્યાં ગઢવી પુનઃ ગાજ્યો—

ભૂપત દેખે તેડા ભાખે રણમલ છંદો કિણી ન રાખે.

આટલું બોલી ઠાકરનું વાટવા લાગ્યો—

પલાંસવાનો ઠાકર પાજી—

"બસ, ગઢવી બસ. રંગ રાખ્યો. ભર કચેરીમાં ભુંડપ આપી ભાંડયો હવે તો રાજી થયા નાં ? ઠાકોરે ગઢવીને આટલેજ અટકાવવાની કોશિષ કરી પણ બારોટની જીભ આજે ઝાલી રહે એવું ન્હોતું. એણે તો દીધે રાખ્યું.

પલાંસવાનો ઠાકર પાજી, વંઠલ વલનો વેલો;

"રણમલ બારોટ, હવે માઠ કરો." ઠાકોરે સમય વર્તી જરા હસતે મુખે વિનંતી કરી, પણ એમ માઠ કરે એ બારોટ બીજા. એ તો ગર્જ્યો—

પલાંસવાનો ઠાકર પાજી, વંઠલ વલનો વેલો;
આંખો વીંચી આડું બોલે, વાયલ ફળ વાધેલો.
ભૂપત દેખે તેડા ભાખે રણમલ છંદો કિણી ન રાખે.

શું બારોટ આટલે અટકયો ? ના, ના. એણે આગળ ચલાવવા માંડયું :—

પૂંજો પાટ પીતાંબર પેરે.

"રણમલ બારોટ હવે મારૂં સુખન રાખો." ઠાકોર છેક નરમ બની ગયા.

"એમ, લ્યો ત્યારે તમે ખુશી થાઓ. તમારૂં સુખન રાખ્યું ને જીભે માર્યું તાળું." બારોટજી ચૂપ થઇ ગયા.

"સિંહને છંછેડવામાં માલ નહીં, ઠાકર. મેં તમને પ્રથમથીજ સૂચના દીધી હતી કે ચારણ ચોળ્યો જાય નહીં, ચગદયો જાય નહીં. તમે ધરાધણી તે હાથી કહેવાઓ તેને આવા શાર્દુલ સંતાપવા કેમ પાલવે?"

રાઓશ્રીએ પૂંજાજીને શાંત કીધા.

"ખરી વાત છે બાવા. બારોટજીની હિમ્મતની યોગ્ય કદર કરવી જોઇએ." વિરોધ પક્ષના નેતા ઠાકોર ઠેકાણે આવી બારોટને પક્ષે ચડયા.

"તમારી એવી ઇચ્છા હોય તો તેમ કરીએ."

રા' બાવાએ ઠાકોરને ખુશ કરવા વાલા ખવાસ તરફ જોયું.

વાલો ભા તુરત એક મહા મુલી પાઘ ને ઉમદા ઝભો ઢાલમાં મુકાવી લાવ્યા,

"લ્યો ત્યારે, તમારે હાથેજ બારોટજીને પાઘડી બાંધો, ઠાકર."

રાઓશ્રીની સૂચના પ્રમાણે ઠાકોરે ગઢવીને પાઘડી બાંધી, ઝભો પહેરાવ્યો ને કચેરીનાં તીવ્ર વાતાવરણમાં અજબ ફેર પડી રહ્યો.

"ધન છે ઠાકર! આખર પણ વાઘેલો વીર ખરો ને!" બારોટે પૂંજાજીને પલાળી મૂકયા.

પૂંજોજી ઠાકર બહુ પાકા, રમવા આવ્યા બાઝી;
બારોટજીને બળીઆ દેખી, રાખ્યા એણે રાઝી.
ભૂપત દેખે તેડા ભાખે, રણમલ છંદા કિણી ન રાખે.

* * *

પલાંસવામાં પાછા જઇને, સંભારજો વાઘેલા;
બારોટજીને સામેયેથી, મળજો વેલા વેલા—ભૂપત

"જરૂર મળશું બારોટજી, જરૂર મળશું. તમને તે કાંઇ હવે ભૂલાય." વાઘેલા ઠાકોરે રીસ ઉતારી નાંખી.

દેશળ રા' દેવાંશી દેખું, ધરપત હુતો આજુ;
ગઢવીને તેં ગરવો રાખ્યો, સરીયાં સરવે કાજૂ—ભૂપત.

* * *

કચેરી બરખાસ્ત થઇ. સભા જનો છેલ છતરાળા દેવાંશી રા' દેશળની કુનેહની પ્રશંસા કરતા દાદરનાં પગથીઆં ઉતરતા જાય ને બોલતા જાય કે

ભૂપત દેખે તેડા ભાખે રણમલ છંદા કિણી ન રાખે.

પૂંજોજી ને રણમલજી સાથે હાથે દોસ્તી ભરી વાતો કરતા દરબાર ગઢની બહાર આવ્યા. ઝેર વેર વિસરાઇ ગયાં ને મોટા મનના વાઘેલાએ બારોટજીને પલાંસવે પધારવાનું આમંત્રણ આપ્યું તે સ્વીકારતાં "હલો ઝીઆડી" કરતા ગઢવીજી ઘોડીપર ઠેકી પડયા

ને ભુજની વસ્તીના જયનાદ વચ્ચે ગોહિલ હોથીજીને ખોરડે આવી કસુંબા પાણી ધૂમાધૂમ ચાલૂ કરી દીધાં.

અનેક જાગીરદારો પોત પોતાના રસાલા સહીત કચ્છને ચારે ખૂણેથી આવતાં, લાખેક કોરીનો ખર્ચો સહેજસાજ થઇ ગયો ને બારોટજી પણ ખુશાલીમાં આવી જતાં છુટે હાથે ભુજમાં વાવરવા લાગતાં કોરી દશેક હજારનો ખાડો એને પણ પડયો.

ભૂપત ભેળા ભુજમાં થાતાં લાખ કોરીનું પાણી;
ગઢવીને પણ ભેગો બોળ્યો, (પોતે) દેશ દેવી આણી--ભૂપત.

આવા દેવીપુત્રને હજારો કોરીઓ દેતા દેતી રહે એમ કોણ નહીં ઇચ્છે ?

રણમલ ગઢવી સંવત ૧૯૨૦ માં દેવી શરણ થયા.

એમની વરસતી વાણીના સચોટ ચાબખાની જે હારમાળા 'કુચ્છ માળા' તરીકે ઓળખાતી તેને આપણે પણ ભવિષ્યમાં કોઇ પ્રસંગે પૂરેપૂરી ઓળખીશું.

**સમાપ્ત.**

# "સ્વદેશ"

— ની —

# ઐતિહાસીક ભેટો.

૧ ઝારાનું યુધ્ધ.

લેખક: સદ્. શ્રી. શ્યામજી હરિરામ વકીલ.

૨ કચ્છનાં રસઝરણાં.

લેખક: શ્રી. દુલેરાય. એલ. કારાણી.

સભ્ય: કચ્છી સાહિત્ય સભા.

૩ કચ્છજો નૂર.

લેખક: શ્રી. વ્રજલાલ ભગવાનલાલ. છાયા.

એમ. એ., બી. એસ. સી.

